સરવે સોખીલા સજ્જનોને વાસ્તે.

# ગુલબંકાવળીની વારતા.

કવી શામળભટની બનાવેલી.

છપાવિ પ્રસિદ્ધ કરનાર.

શાહ. મોહનલાલ જેચંદ બુકસેલર.

ઠે. રીચીરોડ–અમદાવાદ.


છાપી પ્રગટ કરનાર.

પા. હરગોવીંદદાસ હરજીવનદાસે

એઓએ પોતાના ગ્રંથોદયપ્રેસમાં છાપી.

ઠે. શાહાપુર વનમાળીવાંકાની પોળમાં.

અમદાવાદ.

આવૃત્તિ ૧ લી પ્રત ૨૦૦૦

સંવત ૧૯૬૧ સને ૧૯૦૫

કીમત ૦-૧૨-૦

# ગુલબંકાવળીની વારતા.



## મંગળાચરણ-દોહરો.

શ્રી ગણપતી આરાધીએ, પુજુ બેઉ કરજોડ;
સહુ મળી કવી કરૂણા કરો, કોઇ માં દેશો ખોડ. ૧
સરસ્વતી મા કરૂણા કરો, વાણી આપો શુદ્ધ;
ખોટું ખરૂં લેતો નથી, કૃપા તમારી બુદ્ધ. ૨
પ્રથમ ઇષ્ટદેવને પરણમુ, જેની મુજપર સહાય;
કરૂણા કરો હું કરગરૂ, આ ગ્રંથ ચાલતો થાય. ૩

ચોપાઇ-સીરકસ્તાન નામે એક ગામ, જલદસંગ રાજાનું નામ; રાજ ચલાવે રૂડી પેર, ઘણી અલખત છે તેને ઘેર. વરણ અડારે વાસો રહે, શોભા ઇંદ્રના સરખી વહે; રાજાને પ્રધાનજ સહી, તે પણ અતી ડાહ્યો છે તહી. તે રાજાને રાણી એક, તે તણો શુ કહુ વીવેક; તેને પુત્ર પ્રગટયા ત્યાં ચાર, તેની શોભાનો નહી પાર. ફરી પુત્ર જનમીયો એક, તેના લેખ કરયા વિવેક; જોશીએ રાજાને કહ્યું, તે લેખમાં એક કઉતક થયું. ત્યારે રાજા બોલ્યા વાણ, કહો જોશીજી ચતુરસુજાણ; સાંભળીને જોસી કહે રાય, તે લેખનો કહુ મહીમાય. પુત્રનું મુખ જોશો જાહરે, આંખે અંધ થશો તાહરે; ત્યારે રાજા ચમકયો મન, જોશી કહે તે સત્ય વચન.

દોહરો-રાજાએ વજીર તેડાવીયો, કહી માંડીને વાત; કહે વજીર હવે શું થશે, કાજ શું કરવું ભ્રાત. ૧ પુત્રનું મુખ જોવું નહી, શું છે પુત્રનું કામ; મુકો એને વન જઇ, ના આવે આ ઠામ. ૨ વજીર તમે ચોકી કરો,

ના મુકશો વીસ્રો એહ; જાળવજો જુગતે કરી, સાચુક-
હુછું તેહ. ૩ વજીર ત્યાંથી સંચર્યો, ગયો તે વનમોઝા-
ર; બાર ગાઉ ઉપર જઇ રહ્યા, જતન કરતા અપાર. ૪

ચોપાઇ.—એ વાત તો અહીંથી રહી, ઘેર રાજાની
શી ગત થઇ; વજીર ગયા પછી શુ થયુ, પેર તેહનીપ્રી
તે લહુ. એક સમે પોતે રાજન, નીકળ્યા મીજબાનીએ
વન; ભૂપ બેઠો વાડીમાં જઇ, ખાનપાન કરે છે સહી.
પછી નીકળ્યો મ્રગીયા બાહાર, સાથી પોતે તેડયાસાર.
સાથે સાથી તેને સહી, સીકાર રમવાની ઇચ્છા થઇ;
મરઘ દીઠુ એક વન મોઝાર, સાંધ્યું બાણ મુકયો તો-
ખાર; જાણે ઘાયલ કરૂ આવે લાગ, નાસે હરણ તે અ-
થાગ; પુંઠે તે મુકયો તોખાર, નાસે વન મોઝાર; સાથી
સહુ પછવાડે રહ્યા, રાજા હરણના પુઠે ગયા.સાત જોજન
તે નાઠુ જાણ, તે હરણના લીધા પ્રાણ; અશ્વ રાખ્યો ઉ-
ભો તે ઠામ, થઇ ગયુ રાજાનું કામ. પુત્ર પાંચમો તા-
જલ્રમુખ નામ, જેણે નીજ તજાવ્યું ગામ; મુખ જોએ
અંધજ થાય, જાણી કહાડયો જંગલ માંય. એક દીવસ
પ્રધાનજ સહી, શીખનાં વચન કુંવરને કહી;તેથી ક્રોધ
ચડાવી કરી, આવ્યો સુત વન ભમતો ફરી. તેના જોગ
આવીને મળ્યા, લખ્યા લેખ ટાળે નહી ટળ્યા; દીઠો
આવતો રાજકુમાર, જાણે બીજો ઇંદ્ર અવતાર; ધન્ય
ધન્ય એ જનુની તન, જેની કુખથી થયુ રતન; દ્રષ્ટ ભ
રી જોયો જેટલે, રાજા અંધ થયો તેટલે.

છપ્પો—ટળશે ભુંડી ભુખ, કંઇક ઉદ્યમ કરવાથી;
ટળશે શતરૂનો ભેદ, દેશ પરદેશ ગયાથી; ટળશે દેહમાં
રોગ, રોજ ઓસડ કરવાથી. ટળશે દુરબળ દેહ, ગ્રહો
જપ તપ કરવાથી; પુન્યે તો પાપ ટળે સહી, મહાજનો

કહે છે કથી; કવીજન મુખ વાણી કહે, લખ્યા લેખ ટળતા નથી. જાય જોરાવર શરણ, મેરૂ ઉપર જઇ બેસે; બેસે ગીર ગફાય, જાય દેશ કે વીદેશે; પેસે જો પાતાલ, આપ આકાશે જાયે. જાય શેષને શરણ, રહે વચે દળ માંયે; જોગી થઇ જંગલ ભમે, અનેક ઉપાય કરો કથી;કવીજન કહે સત માનજો,લખ્યા લેખ ટળતા નથી.

દોહરો—પુત્ર જાણે કોઇ રાજવી, રાય જાણે રાજકુમાર; દ્રષ્ટે દ્રષ્ટ બેઉની મળી, ત્યાંથી ચાલ્યો અસ્વાર. ૧ નજર ભરીને નીહાળીયુ, અંધ થયો અશ્વને રાય; લખ્યા લેખ આવી મળ્યા, શાસ્ત્ર ખોટાં કેમ થાય. ૨ રાજાએ મન વિચારીયુ, એ મત મહારો જાણ; જોશીએક હ્યું નિષ્ચે થયુ, મેં નિષ્ચે કરયું પ્રમાણ. ૩ શોકાતુર મનમાં થયો, તેને દુઃખ તણો નહી પાર; જાવા મારગ સુઝે નહી, વજીર આવ્યો તે ઠાર. ૪ પ્રધાન જે પોતાતણો, બુધબળ જેનું નામ; પુત્રને સોધવા નીસરયો, આવી પોહોચ્યો તે ઠામ. ૫ આવીને ઉભો રહ્યો કરી દંડ પ્રણામ; રાજા કંઇ નથી દેખતો, વિચારયુ તે ઠામ. ૬ રાજા કેમ નથી બોલતા, મેં તમને કરયા પ્રણામ; તમને અડસટે ઓળખ્યા, કયાંથી આવ્યા આ ઠામ. ૭ રાજા કહે શું બોલીએ, અંધ થયો હુ જાણ; રાજકુંવર દીઠો અહીં, તેહ પુત્ર નીરવાણ. છુટો કેમ મુકયો તમે, અહીં કેમ આવ્યા આપ; મારીશીખ માની નહી, નડયાં કરમન પાપ. ૯ શોકાતુર સરવે થયા, સુણી આવાં વચન; પછે તેડી આવ્યા પુરવીખે, સેન્યા સહીત રાજન. ૧૦ વાગતા ચાલી પુરવીખે, પામ્યા શરીરે દુઃખ પાપી પુત્ર પેદા થયો, દીઠુ તેનું મુખ. ૧૧ ત્રાહે ત્રાહે સઉકો કરે, વરણ અઢારે લોક; નીંધા કરે સહુ પુત્રની, ધરે છે,

મનમાં શોક. ૧૨ રાજા ચાલી ઘેર ગયા, તેને દુખ તણો નહી પાર; ભરી સભા બેઠો સહી, સરવે કરચા જુહાર. ૧૩ જોશી પંડીત ને વેદીયા, વઇદ ને વિપ્ર અપાર; આશરવાદ કીધા સહી, મુખ બોલ્યો તે ઠાર. ૧૪ સાસ્ત્ર વચન સાચાં થયાં, અંધ થયો હું આંય; પાછાં નેત્ર આવે મુને, એવો છે ઉપાય. ૧૫ ત્યારે વીપ્ર સહુ બોલીયા, વઇદક શાસ્ત્રનું કામ; પુછો તેડી ધનવંતરી, તે પુરે મન હામ. ૧૬

ચોપાઇ. વચન વીપ્રનાં મનમાં ધરી, વઇદ સભા રાજાએ કરી; મુલક મુલકના હકીમ જેહ, તેડાવ્યા સહી આણી નેહ. ભરી સભા સહુ બેઠા સાથ, રાજા બોલ્યો જોડી હાથ; કયે પ્રકારે પામુ આંખ, શાસ્ત્ર પ્રમાણે પુરે શાખ. મારે ધનવંતરી સહુ તમો, નિષ્ચે કરીનેબોલ્યા અમો; એમ કહીને નમાવ્યું શીશ, ત્યારે વઇદ બોલ્યા દશ વીસ. અનેક ઉપાય કરશો રાય, તોયે આંખ સારી ન થાય; લખીત વાત એ નિષ્ચે થઈ, દેખતો કરનારી છે તહી. ગુલબંકાવળી પુષ્પજ સાર, તેહ મળે તો થાય કરાર; સાત જનમનો અંધજ હોય, અડકે ફુલ કે નજરે જોય. તે મળે તો કામજ થાય, બાંકી બીજો નથી ઉપાય; એવાં વઇદકનાં શુણી વચન, હરખ્યુ ઘણું રાજાનું મન. ઢોલ કરાવી અપરમપાર, સોધવા મોકલ્યા ઠારોઠાર; જે લાવે બંકાવળી ભાળ, તે નરને હું કરૂ નિહાલ. અખુટ ભંડાર ભરાવું વાસ; વજીર કરીને રાખું પાસ, સહસ્ત્ર માણુસ થયાં તઇયાર, સોધવા નીકળ્યા ઠારોઠાર. પાહાડ પરવત જોયા બહુ ઠામ, પણ ન મળે બંકાવળી નામ; પુરવ પશ્ચિમ ઉત્તર દક્ષિણ સહી, કાંઇ જોવામાં બાકી નહી. નીરાશ. થઇ પાછા આ

વીયા, કાંઇ ભાળ તો નથી લાવીયા; લાચાર થઇ બેઠા સઉ સાથ, ત્યારે ઘસ્યા રાજાએ હાથ. અરે દૈવ્ય આ તે શું થયુ, વઇદ વચન તો મીથ્યા ગયુ, ક્યાં જાવુ હવે શું કરૂ, દેહ ત્યાગ કરીને મરૂ. અંધતણો ધીક અવતાર, લાચાર થઇ બોલ્યો તે ઠાર.

દોહરો.—લાચાર થઇ વાણી કહી, ત્યારે ઉઠયા સુત ચાર; પાસે જઇ ઉભા રહ્યા, કરી તાતને જુહાર. ૧ ઓસીગણ થાશુ અમો, બત્રીસલક્ષણા તંન; બંકાવલી ને લાવીએ, મુખ બોલ્યા એમ વચન. ૨ ચતુરાઇએ શોધી લાવશુ, ઓસીગણ થાશુ તાત; રજા આપો અમને તમો, બોલ્યા સભામાં વાત. ૩ રાજા કહે હું અંધ થયો, વલી તમો જાવતો તંન; ધીરજ કેમ ધરી શકુ, કેમ વાળીશ મુજ મન. ૪ થોડા દીવસમાં આવશુ, નીછ્ચે કરીશુ કામ; માટે રજા આપો તમે, આ વેળા આ ઠામ, ૫ નથી આશરો બીજા તણો, સરવે બીચારા રાંક; અમથીના કામ થાય નહી, એ નીછ્ચે આડો આંક. ૬ સભા સરવે વાણી વદે, એ બત્રીશ લક્ષણા તન; લાવે તેમાં સંદેહ નહી, એમ બોલ્યા સરવે વચન. ૭ ધીર વીર મહા પરાક્રમી, બુધ શીરોમણ સાર; એ ચતુરાઇથી પેદા કરે, એ ગુણ તણા ભંડાર. ૮ ત્યારે રાજાએ હીમત ધરી, બોલ્યો તેણે ઠામ; લ્યો ખજાનો અતી ઘણો, સીદ્ધ કરો એ કામ. ૯ હસ્તી પાંચ ઐરાવતી, પાંચસેં અશ્વાર; ખજાનો આપ્યો અતી ઘણો, કહેતાં ન આવે પાર. ૧૦ શુભ મહુરત જોઇ નીસરયા, કુચમુકામે જાય; એ વાત રહી એટલે, બીજો કહુ મહીમાય.

ચોપાઈ.—તાજલમુખને ખબર જ થઇ, પીતા અંધ થયો મુજને જોઇ; તેહની ચરચા મારે જોવી સહી, એ

વાતમાં સંદેહ નહીં. મળ્યા જંગલમાં મુજને તાત,સાચી માની કુંવરે વાત; ધીકકાર પડ્યો મારો અવતાર, મુજ શીર બેઠી મોટી ગાળ. ધીકકાર પડ્યુ એ મારૂરૂપ, જોઇ પડુ હું મોટે કુપ; શું મુખ લઇને હુ તે ફરૂ, માટે વીખ ખાઇને મરૂ. એ વીચાર કર્યો જેટલે, કાસદ એક આવ્યો તેટલે; તેણે મુખથી વાણી કહી, રાજાના કુંવર આવ્યા છે અહીં. બંકાવલી લેવા કારણે, ઘર તજીની કળ્યા બારણે; તે મળે તો રૂડુ થાય, તો એ દેખે રૂડા રાય. એવાં વચન કાસદના સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; વીચાર કર્યો પોતાને મન, હું જઇ મળુ મુજ બંધવ જન. પછી પાર હું તેહનો લઊં, તે પ્રમાણે હું પણ જાઊં; તોરી ઉપર થયો અસવાર, મારયો ઘોડો ન લાગી વાર. મુકામ કરી રહ્યાતા જ્યાં, તાજલમુખ આવી પોહોચ્યો ત્યાં; ઘોડા મધે ઘોડો સહી, કોઇએ તેને ઓળખ્યો નહી. એક સઇયદ તેના લશ્કર મહી, તેણે પુછ્યું રાજકુંવરને જઇ; કોણ છો તમે બાળેવેશ, કેમ નીકળ્યા છો પરદેશ. ત્યારે તે નર બોલ્યો બોલ, જાણે જીભોચા અમરતની તોલ; પંથી મુસાફર છીએ અમો, પુછેછો તો સુણજો તમો. નથી ભાઇબંધ સજન સાથ, તમ શરણે, આવ્યા ઝાલો હાથ; ત્યારે બોલ્યા સૈયદ સહી, ચીંતા ફીકર કાંઇ કરવી નહી; સુખે રહો અમારી પાસ, લશ્કર સાથીન કરજો વાસ.

દોહરો.—એમઅરસપરસ વાતો કરે, રહ્યા તેને સાથ; પ્રાતઃકાળે તહાં થકી, સૈન્યા સંગાતે જાય; ઘણા પંથ કાપ્યા સહી, એમ કરતાં આવ્યુ એક ગામ; દેરા તંબુ તાણીયા, દીધા સરવે મુકામ. તે નગર તણી શોભા ઘણી, કેહેતાં કહી નવજાયનવનવા મેહેલશોભી રહ્યા,દીસેઘણી

શોભાય; રાજા ત્યાંનો સતવાદીયો, પ્રજા તણો પ્રતીપાળ; દુઃખ નહી દેશમાં, શોભા અપરમપાર. ૪ તારીફ સુણી એવી શેહેરની, હરખ્યા સઉ તે ઠામ; ચાર ભાઇ તે ચતુર નર, જોવા ગયા તે ગામ. ૫ દરવાજા પોળ ને બારીઓ ગલીકુંચી ને બજાર; જળહળ જોત ઝળકી રહી, શોભા ઠારો ઠાર. ૬ જોતાં જોતાં આવીયા, જ્યાં છે ભર્યા બજાર; ત્યાં એક મેહેલ દીઠો સહી, તેની શોભાનો નહી પાર. ૭ છજાં ઝરૂખાં રાવટી, સહુ મેનાકારી કામ; ચક નાંખ્યો છે જરીતણો, જાણે ઇંદ્રપુરીનું ધામ. ૮ ઢોલ દીઠો એક બારણે, ત્યાં છે સુંદર કામ; ત્યાં સુંદર નાર એક અવ-નવી, ને ઊંચા બહુ અવાસ. ૯ ચારે ભાઇ મહા ચતુર છે, પુછે તેડીને પાસ; આ મેહેલ છે કોણ તણો, કોણ છે, એની જાત. ૧૦ આ ઢોલ મુકયો શા કારણે, એ સંદે-હ સરખી વાત. ૧૧

ચોપાઈ.—એ રીતે ચારે બોલ્યા વાત, ત્યારે જોડયા પેલે હાથ; એ તો ગુણકા કેરૂ છેદ્વાર, રાજદ્વારથી શોભા સાર. દેવાજ્ઞા છે સુંદર રૂપ, નામ કન્યાથી શોભા અનુપ; પદમની હંસની ચંતના નાર, તેને ગણુતી નથી લગાર. જાણે ઝળકે જળહળ જોત, ઉદ્દોકર શોભે ઉદ્દોત; મોહની રૂપ છે સુંદરી, પૃથ્વી ઉપર એક અવતરી.લાખી ગુણકા એનુ નામ; ઘેહેલું કીધુ સઘળુ ગામ; લાખ રૂપઇયા આપે જેહ, મુખ વીનતાનુ નીરખે તેહ. પ્રથમ દ્રવ્યના ઢગલા કરે, પછે દાંડીયા કરમાં ધરે; એક લાખનો એ-કજ નાદ, વિનતાને કાને પડે સાદ. સુણી સાદને દેછે માન, દાસી સાથે મોકલે છે પાન; તેડી જાય છે મેહેલ-ને માહી, જે કહેશે તે કરશે તહી. દ્રવ્ય હોયતો નાદજ કરો, નહી તો મારગ માંહી પરવરો; એવાં દાસીનાં સુ-

ણી વચન, વિચાર કરવા લાગ્યા મનં; એટલો તોલ રા-
ખે સુંદરી, જોવી એને નજર ભરી, લાખ રૂપઇયાનો
એક ઢોલ, તે પ્રમાણે જોવું તોલ. પાસે દ્રવ્ય તેને શી
વાર, ચાર ઢગલા કરચા તે ઠાર; પછે ઠાંડીયા લીધા
હાથ, અવાજ કરચા ચારે જણ સાથ. લશ્કર પડયુ
પાદરે સહી, ચારે આવ્યા ગુણકાને તહી; તાજલમુખ
રહ્યા લશ્કરની પાસ, ચાર આવ્યા ગુણકાને આવાસ

દોહરો.—કીધો નાદ ચારે જણે, થયુ વિનતાને જા-
ણ; પ્રસન થઇ ઘણું કામની, બોલી મુખે વાણ. ૧ કો
નર આવી પોહોતા સહી, દાસી દે જઇ માન; તેડી લા-
લાવો મૂજ આગળે, આપો ફોફળ પાન. ૨ એવાં વચન
દાસી સુણી, ઉતરી તેની વાર; સોળ સજ્યા છે શોભ
તા, તેની શોભાનો નહી પાર. ૩ જુહાર કરચા નીચી
વળી, બોલી મુખથી વાણ; ભલે પધારચા રાજવી,
છોજી ચતુરસુજાણ. ૪ શેઠાણી મારી તેડે સહી, મોકલ્યાં
બીડાં પાન; ચતુરને ચતુર મળે, એમ કહીને દીધું મા
ન. ૫ તેડી ગઇ તે તારૂણી, ચારે ચતુરસુજાણ; બેઠક
મધે લાવી સહી, ત્યાંહાં શોભે ઉદીયો ભાણ. ૬ પાટ પ
રવાળી તણો, જડીત હીંડોળા ખાટ; એ વિશ્વકરમાએ
રચના રચી, ઘણી શોભા છે ઘાટ. ૭ એક વિનતા દી
ઠી બેઠી તહી, તેની શોભાનો પારજ નહી; જેવી કાને
સુણી હતી, તેવી સુંદર નાર. ૮ મરઘાનેણી કટી કેસ-
રી, શોભે સકલ અવતાર; જાણે વીજળી ઝબકી રહી,
વદન કમળ આકાર. ૯ ઘણી ચપળતા નારની, બુધ
તણી ભંડાર; શોળ વરસની સુંદરી, દેખે છે ચતુર નર
ચાર. ૧૦ વીનતા ઉઠી ઉભી થઈ, બોલી હારા વચન;
ભલે આવ્યા પ્રથવી પતી, ઘણુ રીજ્યુ મારૂ મન. ૧૧

ચોપાઈ.—વીનતા બેઠી ઉભી થઇ, જોતાં ચારની સુધ નવ રહી; આપી ખુરશી દીધાં માન, તે વીનતાએ આપ્યાં પાન. કઠે નેત્ર ચપળતા કરી, ચીત ચારેનાં લીધાં હરી; ચારે ચતુરાઇ ભુલી ગયા, જોઇ વીનતાને વ્યાકુળ થયા. વીનતા બોલી મધુરી વાણ, ભલે પધારયા ચતુરશુજાણ; કાંઈ આજ્ઞા હમને દીજીએ, તમે કહો તે અમો કીજીએ. એવાં વચન વીનતાનાં સુણી, ચારે જાણે વાણી ભણી; લાખ રૂપઈયા લોછો તમો, તે કારણ પુછીએ અમો. ત્યારે વીનતા બોલી વાણ, સુણજો ચારે ચતુરસુજાણ; માહારે રમત રમવાના કોડ, પરહુ પહેલી નરશુ હોડ. ચોસાર તણી રમત છે જેહ, રમત રમવા આણી નેહ; જો હારૂ તો સરવે દેઉં, દાસ થઇ તેની પાસે રહું. જો નર હારે આ ઠાર, તો તો કાડી મુકુ બહાર; હારે તો દ્રવ્ય મુકીને જાય, જીતે તો મુજ સ્વામી થાય. બત્રીસ લક્ષણ તેનું છે નામ, મુરખ શું સમજે આ ઠામ; એવાં વચન વિનતાનાં સુણી, વીમાસણ થઇ ચારને ઘણી. ગમે તેવી પણ આખર નાર, એને જીતતાં કેટલી વાર; વારા ફરતી રમશે સહી, જે જીતશે તે વરશે લેઈ. એવો મનમાં કર્યો વિચાર, માંડી બાજી નવ લાગી વાર.

દોહરો—માંડયા પાટ કંચન તણા, ચતુરંગી સોગટી સાર; વીનતાએ ત્યાં મુકીયા, આવીને બેઠી નાર. ૧ બીલાડીને શીર દીપક ધર્યો, પછે બોલી મુખથી વાણ; હવે વારાફરતી રમો સહી, તમો છો ચતુર સુજાણ. ૨ જીતે તેનાં હું તારૂણી, હારે તેના લેઉં દામ; એમ કહી બેઠી સહી, વીનતા તેણે ઠામ. ૩ એવાં વચન વિનતાનાં સુણી, રીસ ચડી અપાર; તે મધેથી એક ઊ

ઠીચો, બેઠો સનમુખ નાર. ૪ ઘણે ઠેકાણે ફરયા તમો, તે આજ મુકશો મામ; એમ કહી પાસા ગ્રહી, નાંખ્યા તેણે ઠામ. ૫ સાચવે નજર એક એકની, નાખ્યા દઇ દાવ; ચાતુરી ચલાવે ચોગણી, રાખી મનમાં ભાવ. ૬ ગમે તેવી કરે ચાતુરી, પણ પડે છે અવળા દાવ; વીનતાની જીત બાજી થઈ, તેને હઇડે હરખ ન માય. ૭ એક હાથ બાકી રહ્યા, જો પડે પાસા પોબાર; તો તે જીતે તારૂણી, હારે રાજકુમાર. ૭

ચોપાઇ.—પડ્યા પોબારને જીતી નાર, રાજકુમાર હાર્યો તે ઠાર; ઊતરી ગયુ પછે મુખનુ નીર, આવ્યા જઇને બેસે વીર. બીજો બાંધવ ઉઠયો સહી, વીનતા સનમુખ બેઠો જઈ; તેણે પાસા લીધા હાથ, રમવા લાગ્યો વીનતાની સાથ. તે પણ હાર્યો જોતાં સહી, તેની હોંશ પણ પોતી નહી; ત્રીજો બોલ્યો વાણ, ઊઠી બેઠો ચતુર સુજાણ. મુજને કોઇ જીતી ન જાય, નથી સુંઠ ખાધી કોની માય; એમ કહીને પાસા લીધ, રમત હતી તે જારી કીધ. ઘણી ચાતુરી કીધી સાર, તે પણ હાર્યો ન લાગી વાર; ચોથાએ ચતુરાઇ બહુ કરી, તે પણ જીતી લીધો સુંદરી. ચારે નરનાં ઊતરયાં માન, હળવા પડ્યા જેમ પીંપળ પાન; રાંડના જીત્યા જાશુ ફોક, હશસે પુરના સઘળા લોક. એવો મનમાં કરયો વીચાર, ફરી રમવા માંડયું તે ઠાર. ચચાર લાખની પાડી હોડ, સોળ લાખ ભરા તે ઠોર. સોળ ચારને લાવે સહી, નહીતો સોળની આશા નહી; એમ વીચારી પોતાને મન, રમવાને બેઠા તે દાન. વારા ફરતી હારયા ચાર, જીતી ગુણકા ન લાગી વાર; હારયા જુગારી બમણું રમે. બુદ્ધી ભ્રષ્ટ થઈ તે સમે. વળી મનમાં કર્યો વીચાર

૨, વીનતા પ્રતે બોલ્યા ચાર; હાથી ઘોડા ધનને માલ, લખી આપ્યું તેને તતકાળ. હારીયે તો સરવે દીજીયે, જીતીયે તો તારૂણી લીજીયે; એમ કહી રમ્યા તે ઠાર; તે પણ જીતી લીધુ નાર. કાંઇ હોડ કાઢો આ ઠાર, નહી તો મેહેલથી નિકળો બહાર; સુણી વચનને લાગ્યું દુઃખ, બોલ્યા ચાર જણા તે મુખ. ચોથી રમત રમીયે અમો, કરીએ હોડ તે સુણજો તમો; જો હારીએ તો થઇએ ગુલામ, નહીતો તને કરીએ એ ઠામ. એમ કહી ને રમીયા તહી, વીનતા તે પણ જીતી ગઇ; ઝાંખા થઇને બેઠા તહી, પછી વીનતાયે વાણી કહી.

દોહરો—હાર્યા ચારે ચતુર નર, હાથી ઘોડા ધનને માલ; ગુલામ ખત લખી આપીયુ, પછે કેદ કર્યા તેઠામ. ૧ ગઇ વાત તે ગાંદરે, લશ્કર પડયુ તે ઠાર; હાર્યા ચારે રાજવી, જીતી ગુણકા નાર. ૨ ગુલામ થઇ તેતો રહ્યા નવ પોતી મનની આશ; એકે અરથ સર્યો નહી, છેક થયા નીરાશ. ૩ એવી વાત સરવે શુણી, પામ્યા મનમાં દુઃખ નાઠું લશ્કર ત્યાં થકી, ઉતર્યા સરવનાં મુખ ૪ તાજલમુખ રહ્યો એકલો, બાકીએ તજીયુ ઠામ; દુઃખ ધરી મનમાં રહ્યો, શું કરવું હવે કામ. ૫ નામ બોળ્યુ ચારે બંધવે, લગાડી કુળને લાજ; ગુલબંકાવળી લાવતાં, કરે ગુંલામી કાજ. ૬ પરમેશ્વર પ્રતાપથી, જીતું ગુણકાની જાત; છોડાવુ મુજ ભ્રાતને, પછી લખીત પદારથ વાત. ૭ કરતા હરતા કીરતાર તું, મુજથી કાંઇ નવ થાય; એમ વીચારી મન વીશે આવ્યો નગરી માંય. ૮ શેરી ચઉટાને ચાવડી, જોયા ચોક બજાર; ફરતો ફરતો આવીયો, એક અમીરને ઠાર. ૯ મોટા મેહેલ નવ ઢુંકીનો દ્વારે બેઠા દરવાન; દીઠો તેણે રાજ-

વી, દીસાં ઝાઝાં માન. ૧૦ કોણ દેશથી આવીયા, શુ છે તમારૂ નામ; બત્રીસ લક્ષણ દીસો તમો, શુ ધારોછો કામ ૧૧ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, અમો મુસાફર જાત; આ મેહેલ છે ભાઈ કોણ તણા, એટલી પુછુછું વાત. ૧૨ ત્યારે દરવાને વાણી વદી, એ અમીતણું છે ધામ; બુધી ઘણી બહુ ચાતુરી, ઘેર ઘણા છે દામ. ૧૩ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, એક કરો મુજ કામ; અમીરને જઇને કહો, એક મુસાફર આવ્યો મુકામ. ઊમેદવાર મળવા તણો, ઘણી ઇચ્છા મન માંય; હુકમ કરો તો આવીએ, એમ કહો જઇને ત્યાંય. ૧૫

ચોપાઇ.—એવાં વચન દરવાને સુણી, ગયો ત્યાં અમીરના ભણી; સનમુખ ઉભો રહીને કરી સલામ, પછી અરજ કરી તે ઠામ. મુસાફર એક આવ્યો દ્વાર, તેમાં રૂપ છે અપરમપાર; બત્રીશ લક્ષણી છે જાત, તેણે એક કહાવી છે વાત. અમીર સાથે મળવુ છે સહી, એવી તેણે વાણી કહી; એવાં દરવાનનાં સુણી વચન, હરખ્યું તે અમીરનું મન. તેડી લાવો માહારી પાસ, મોકલ્યો તેડવા તરત દાસ; આવ્યો શેવક તેની વાર, કર જોડીને કરયો જુહાર. અમીર હમારા તેડે ત્યાંય, બેઠા રંગ મેડીને માંહ; માટે ચાલો હમારી સાથ, એમ કહીને જોડયા હાથ સભા કરી બેઠા છે જયાંય, રાજકુંવર જઇ પોહોત્યો ત્યાંય; રાજ રીતથી કરયો જુહાર. અમીર રીઝયો અપરમપાર. મુખ શોભે જાણે ઉગ્યો સુર. એવુ રાજકુંવરનું નુર. ઘણી શોભાને રૂપ વિસાળ, તે જોઇને ઉપન્યુ વહાલ. પાસે બેસાડી દીધું માન, મુકયાં આગળ ફોફળ પાન; કયાંથી આવ્યાને કયાં રહો, કામકાજ અમ પારખુ કહો બાળપણામાં જોબન વેશ, કે

મ નીકળી આવ્યા પરદેશ; રાજકુંવર મુખે બોલ્યો બો
લ, જાણે જીભ્યા અમરતની તોલ. પુરવ દેશ વસુછું ર ન આવે
મો, પુછોછો તો સુણજો તમો. જાણે ક્ષત્રી કેરા ત જાણો
માત પીતાને સજ્જન; ઊંચું આભ નીચી ધરતી સહ ૧
એ વીના બીજુ કોઇ નહી ઉમેદવાર ચાકરીનો જાણ,
જ્યાં અંજળ ત્યાં રહેશુ નીરધાણ; જે ફરમાવે તે કર
વું કામ, બત્રીશ લક્ષણ મારૂ નામ. એવાં વચન અમી
રે સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; મુજ પાસે તમે
સુખે રહો, મન ગમે તે મુસારો લહો. ખાવ પીઓને
મોજો કરો, શેહેર બજારમાં સુખે ફરો; એમ કહીને રા
ખ્યો પાસ, પોતી મનડા કેરી આશ.

દોહરો—એકાંત જગા આપી સહી, ત્યાં ઉતરયો
રાજકુમાર; ભોજન કરે મન ભાવતાં, જઇ બેસે દરબા
ર. ૧ હાસવીનોદ ને ચાતુરી, કરે રાગને રંગ; ચતુરા
ઈ ચલાવે ચોગણી, જઇ અમીરની સંગ. ૨ સેતરંજ
ગંજીફા સોગટાં રમે અમીરની પાસ; એક ઘડી વીલો
મુકે નહી, તેને દીઠે મનડુ હુલાશ. ૩ પાછલો દીવસ ઘ
ડી એક રહે, તે વખત નીસરે બહાર; બજારમાં ફરી ક
રી ઘેર આવે રાજકુવર. ૪ એમ કરતાં દિન વિત્યા બ
હુ, પછી કીધો મન વિચાર; આમ બેસી રહે સીધ્ધિ ન
હી, અમીરના ઘર મોઝાર. ૫ એક સમે બોલ્યો સહી,
અમીર પ્રતે તે વાત; સોદાગર એક મીત્રથી. પ્રીત ઘણી
મુજ ભ્રાત. બબે ઘડી જાવા તણી, માહારા મનની હા
મ; હુકમ હોય જો તમ તણો, તો જાઉતે મૂકામ. ૭ અ
મીર કહે સૂખે પરવરો, એ વાતે મુજ મન; ઝાઝી વા
ર કરશો નહી, એમ મુખે બોલ્યા વચન ૮ વારૂ કહીને
નીસરયો. ફરે તે નગર માંય; ચોસર રમે છે ચતુર નર,

જઇને તેને ત્યાંય. ૯ માન દીધુ સરવે મળી, પુછેછે સમાચાર; ઘટે તેવો ઉત્તર કહ્યો સહુ હરખ્યા અપરમપાર ૧૦ ચાર ઘડી બેઠો સહી. જોયો સઘળો ખ્યાલ; જુહાર કીધો સરવને, ઉઠયો પોતે તતકાળ. ૧૧ ચતુર નર બોલ્યો સહી, આવજો નીતઆઠાંમ; મુકામછેતમતણો, એમ કહીને કરી સલામ ૧૨ પાછો આવ્યો મુકામ તે, કરયાં ભાવતાં ભોજન; પછી અમીરને રીઝવ્યો, એટલે આથમ્યો દન. ૧૩ રજની વીતી રંગમાં, ઉદે થયો સવાર; ત્રણ પોહોર કરી ચાકરી, ગયો મીત્રને દ્વાર. ૧૪ ચોરસની બાજી રમે, ભલા ખેલાડી સાથ; માગ્યા દાવ લાવે સહી, એવા એના હાથ. ૧૫

ચોપાઇ.—ભલા ભલા નર આવે તહીં કોઇ તેને જીતી જાય નહીં; મુકાવે સહુના અહંકાર, એવી ખેલાડી અપરમપાર. ઘણા દીવસ રમત રમીયો સહી, સાબેત રમત કીધી તહી; પછી વિચારયુ મન મોઝાર, હવે જાઊ ગુણકાને દ્વાર તેના ઘરની ચરચા જોઉ, મારા મનનો સંદેહ ખોઉ; કોણ પ્રકારે જીતે નાર, તેનો પુછી કાહાડુ પાર. ભેદ પરપંચ કરશુ આજ, તોતો સરશે મારૂ કાજ; નહી તો કામ થવાનુ નથી, હીંમત મુકે શું થાય કથી. એવુ વિચારી મનની માંય, ગુણકાના ઘર આગળ જાય; નીકળી ઘરમાંથી એક નાર, ઘણી વૃદ્ધ છે અપરમપાર. જેસ્ટીકા કરમાં ઝાલી ખરી. મદમાતી ચાલે સુંદરી; એક ચતુર નર ઉભોછે બહાર, તેને પુછી જોયું તે વાર. આ ઘણી વૃદ્ધ ડોશીની કાય, નથી ચાલતા એના પાય; સજન સહોદર છે કે નહી, એ વૃદ્ધપણે દુઃખ પામે સહી. એવાં કુંવરનાં સુણી વચન હશીને બોલ્યો તે મન; આ લાખી ગુણકાનો ધામ, એના ઘરમાં ઘણા

છે દામ. તે આ ડોશીને છે હાથ, એમને પુછી કરેછે વાત; સહુ મુસાફરને લાવે અહીં, રંડાને દયા ન આવે મન માંહી. તેવાં ફળ ભોગવે છે કાય, તમો શું જાણો વારતા રાય; તમો જાને મુસાફર સહી, આજ છોને કાલે નહી. એમ કહીને હસ્યો તે ઠાર, મનમાં હરખ્યો રાજકુમાર. સલામ કરી ત્યાંથી પળ્યો, આગળ જઇ ડોશીને મળ્યો. જઇને ચરણે નમાવ્યું શીશ, દંડવત કરયા દશ વીશ; પછે તલસવા માંડયા પાય, રૂદન કરેછે બાડે રાય. ડોસી અચરત થઇને રહી, મુખથી તેને વાણી કહી; કોણ છેરે ભાઇ તું તોજન, શાકારણ તું કરે રૂદન. સુરાપાન કરયું છે કાય, તેથી રૂદન કરૂંછું માય; માહારા ચરણા તલાસે આજ, પુત્ર સરજ્યો તારા કાજ. કોણ જાતી ને શું છે નામ, કયાંથી આવ્યા આણે ઠામ; એવી વાત પોતે ચીત ધરી, ડોશી પ્રતે વાતજ કરી. ડોશી સુણીને હરખી મન, સાથે લઇને ચાલી તન; માંથે તેણે ફેરવ્યો હાથ, સુખે રહો તન મારી સાથ. ખાનપાન કરાવ્યાં સહી, પછી તેને વાણી કહી; અમો જાશુ માતાજી આજ, પરાધીન ચાકરીને કાજ. પુત્ર જવા થયો તઇયાર, બોલી ડોશી તેણીવાર; પુત્ર વળી આવજો કાલ. એમ કહી વળાવ્યા બાળ. ત્યાંથી આવ્યો અમીરને ઘેર, તે વાતની કોઇ નવ જાણે પેર: અમીરનું કરે છે કામ, મીત્ર સાથે રમે તે ઠામ. વળી ડોશી પાસે બેસે જઇ, મધુરી વાણી બોલે સહી; માતાજી ફરમાવો કામ, હુંછું પુત્ર તમારો જાણ. મુજને આસરો તમારો સહી, મારે માંથે બીજુ કોઈ નહી; ઘણાં બોલે મધુરા વચન, તેમ તેમ ડોશીનું હરખે મન. એક ઘડી જો મોડો જાય, ડોશી અન્ન પાણી નવ ખાય; દેખે ત્યારે સુખી થાય,

એવી વશ કરી તે રાય. એક સમે ડોસીની પાસ, આગળ મુકી મોહોર પચાસ મહીનો અમીરે આપ્યો તેહ, તમ પાસે લાવ્યો છું એહ; ખરચ પાણીને જોઇયે સહી, તે માટે હું લાવ્યો અહીં. એમ કહીને આપી હાથ, ડોસી બોલી કુંવરની સાથ; કેટલા કાળ જીવીશુ હામ, મારે દ્રવ્યનું શું છે કામ, મારી પાસે ઘણો છે દામ, જે જોઇયે તે લેજો આ ઠામ; કુંવર કહે મારે માથે તમો, જે જોઇયે તે લેઇશું અમો. પુત્ર જે લઇ આવ્યો ધન, માતા સાચવે કરી જતન; પુત્ર કહે માતાજી રાખો તમો, તમારે આશરે જીવુંછું અમો. એવી વાણી મધુરી ભણી, તેમ તેમ ડોસી હરખે ઘણી; જોગીને વશમાં કેપ જ જેમ, રાજાને વશ ડોસી તેમ જેમ સરપને વશ કરે ગારૂડી, તેમ કુંવરે ડોશી વશ કરી; અંધ જેમ પામે લોચન, તેમ પુત્ર જોઇ હરખે ડોશીનું મન. ઘણા દીવસ એમ ગયા વહી, ત્યારે રાજકુંવરે વાણી કહી. પુરૂષ ચરીત્ર કર્યું તે વાર, વીસ્તારી કહુ આ ઠાર; શ્રોતા જન સાંભળજો સહી, કવીએ એવી વાણી કહી.

દોહરો.– એક સમે ત્યાં બેઉ જણાં, એકલાં વન મોજાર; ત્યાં એક કુપ દીઠો સહી, તેમાં જળ તણો નહી પાર. આ જળ મધે હું પડુ, તું જોજે મારી માત; પાછા પગ અહીં નહી ધરૂં, તું નીસ્ચે જાણજે વાત. ડોસી ઘણુ મન કળકળી, ભાઇ એશું બોલ્યા બોલ; પુત્ર કહે કરતક કરચાં, ખરી વાત તું ખોલ. ત્યારે ડોસી મન રીજી ઘણુ, આનંદ ફેલ્યો અંગ; કરવા લાગી વારતા, તે ચતુર નરને સંગ. પુત્ર જે માગે સહી, તે આપુ તને દામ; તું પડીશ ત્યારે હું મરીશ, શું સરશે એમાં કામ. પુત્ર કહે માતાજી શુણો, તમો આપો

ધન અપાર; એક વાતનો સંદેહ મુંને, તે જાણજે આ વાર. તમ વીના ભાગનાર નહી, મારા મનની ભ્રાંત; તીજુ માણસ સાથે નથી, બેઠા છીએ એકાંત. ડોશીકહે શુંગુ દીકરા, શું સંદેહ તુજ મન; તે ભાગુ આંણી ઘડી, વળી લો ઝાજુ ધન. એમ કહી વચનજ આપ્યું, સંદેહ ભાગુ આ ઠામ; રાખી વાત કરૂ અમો, તે વાતે શાક્ષી શ્રીરામ. ત્યારે તે નર બોલીયો, સાંભળ મારી વાત; લાખી સરવેને જીતે, ભાગો મનની ભ્રાંત. ભલા ભલા હારીઆ, કોઈએ ન જીતો નાર; કોઇ જીતી શકતુ નથી, તે સંદેહ મને અપાર. કરોડપતી ફીકર કરચા, રાખે લાગ્યા એક તોર; કોણ ઇષ્ટના ઉપાસના, કોણ તરૂણી શીર જોર. નથી દ્રવ્ય મારી કને, મને નથી રમવા નુ મન; સહેજ વાત પુછું અમો, એમ બોલ્યો મુખથી વચન.

ચોપાઇ.—ત્યારે ડોસી બોલી બોલ, સાંભળ દીકરા એનુ તોલ; એ વાત વીસ્તારૂ અમો, કોઇ આગળ નવ કહેશો તમો. કદાપી જશે તીજે કાન, તે વાતે ઊતરશે માન; કહેશે ઘર મારયુ ઘરની થઇ, એટલી એબ મુજને છે સહી. પુત્ર કહે પ્રતીજ્ઞા કરૂ, બ્રહ્મહત્યાદીક પાપ; એવી પ્રતિજ્ઞા કરી જ્યાં, ત્યારે બોલ ડોસી ત્યાં, લાખી પાસે કાંઇ વીદ્યા નથી, નથી ઇશ માથે સરવથી; પાસા છે વીનતાને હાથ, ભરેછે મોટા સાથે બાથ. બીજો એક કરેછે ઊપાય, તેથી નર સહુ હારી જાય એક બીલાડી પાળેછે નાર, તેને કેળવી અપરમપાર; દીપક તેને માથે ધરે, પછી રમત તે જારી કરે. નવ હાલે નવ હાલે નવ ચાલે મંજાર, ઠરી ઠામ બેસેછે ઠાર; બીજા ઊંદર પાળે છે જાણ, ઘણા કેળવ્યા છે નીરવાણ, બીલાડી

પાસે બેસે સહી, મુખ આગળ પણ ખાએ નહી; ઊંદર બીલાડીનો ત્યાં મેલ, ગુણકા નરશુ માંડે ખેલ; મન ગમતા દાવ જોઇએ જેહ, બીલાડી સામું જુવે તેહ. ગરદન ફેરવે તેની વાર, દીપક ઝાંખો પડે તે ઠાર; ઊંદર પાસા ફેરવે સહી, તે પ્રકારે જીતે તહી. બીજી વીધા કાંઇ પાસે નથી, સત કરી માનો શરવથી; રાજકુંવર ત્યારે રીઝયો મન, માતાજી એ શતવચન. સંદેહ મન તણો ભાગયો શહી, ડોશીને પગે લાગયો તહી; ગયાં ઘેર પોતાને તત્કાળ, ડોશીને ઘણું ઉપજ્યું વહાલ. આપી જવેર હીરાની માલ, ત્યાં તો કુંવર થયો નીહાલ; કરે ચતુરાઈ તણો વિચાર. લાધ્યુ દ્રવ્યને નીકળ્યા બાહાર. ભરી બજારે થઇને જાય, દીઠો વાવરી ઉભો ત્યાંય; એક નોળીયાનું બચ્ચું શાર, વેચવા ઉભો ભરે બજાર. એથી જીતવાનો તે નાર, એવો મનમાં કરયો વીચાર; માટે લઉ તેને હું અહીં, આપી મુલને લીધો શહી. બાંધ્યુ મઘે ચાલ્યો તેણીવાર' તેને કેળવ્યો અપરમપાર.

દોહરો—સોગટી મારે હાથની, કે ચટપ નીકળે બહાર; મુખક એકને પકડે શહી, જ્ઞાન કરતા વાર. ૧ દેગડી મારે હાથની ત્યારે જઇ કરે શીકાર; એ રીતે તેને કેળવ્યો, દીન થયા દશ બાર. ૨ પછી શલામ જઇને કરી, અમીર કેરી પાશ; જમવાને મુંજ તેડીઓ માટેરાજા આપો રજાય. ૩ મીત્ર હમારો એક છે, તે તણુ છે લગ્ન; બીજો સવાલ મુજ તણો, તે કહુંછું મુખ વચન. ૪ લગને જાવુછે માહરે, તેવી ચિંતા મુજને થાય; કીરપા મુજ ઉપર કરો, તો લગ્નેમુજથી જવાય. ૫ એવાં વચન અમીરે શુણી, આપ્યા વસ્ત્ર અપાર; આભુષણ ઘણાં સોભતાં, કેહેતાં ન આવે પાર. ૬ અમુલ્ય શીરપે

ચ આપીયો, જેને જરીના તાર; સાલ જોડા સવાલા ખનો, રતન જડીત એકહાર. ૭ પગના તોડ સોના તણા કોટમાં મોતીના હાર કડાં. સાંકળાં કંઠીઓ, પેહેરયા એવા શણગાર. ૮ પ્રતીબીંબ બીજુ પ્રગટયુ, જાણે જળહળ જોત; જાણે કામદેવ પ્રગટ થયો, અને શોભે ઊદ્યોત. ૯ અમીર જોઇને રીજીઓ, આપ્યો એક તોખાર; અશ્વ બેશીને પરવરયા, મીત્ર તણે દરબાર. ૧૦ વચન અમીરનાં શુણી, કુંવરે કરયો, જુહાર; અશ્વ બેશીને પરવરયો, તે ગયો ગુણકાને દ્વાર. ૧૧

ચોપાઇ.—સમી રાજાએ ઉતરયો તે ઠાર, ગયો લાખીના મોહોલ મોઝાર; જાણે ઉગયો જેવો શુર, એવું નીરખ્યુ નરનું નુર દરવાન પણ બોલી નવ શકયો, પોતે ચાલ્યોઘરમાં ધસ્યો; જઇ મેડીએ ચડયો સહી, વીનતા બેઠી દીઠી તહી. વીનતા ઝાંખી જોતામાં થઇ, શુદ્ધ બુધ તેમાં નવ રહી; દીઠું કામણગારૂ મુખ, ગુણકા જોતાં પામી સુખ. જાણે ઇંદ્ર તણો અવતાર, વણું રૂપને શોભા સાર; નથી માનવી સાથે કોઇ, કારણ રૂપ દીસે છે જોઇ. આપી આશન ઊભી નારૂ, હશી બોલી વચન તે ઠાર; કોણ દેશ તણા છો ભુપ, રાજ તેજ રઢીઆળું રૂપ. કેમ આવ્યા તમો માહારે ધામ, શું ધારયુંછે મનમાં કામ હુકમ તમારો માથે લીજીએ જે કહો તે હાજર કીજીએ. ત્યારે કુંવર બોલ્યો વાણ, સાંભળ વીનતા ચતુરસુજાણ. અમો મુસાફર આવ્યા આ ગામ, અમીરના ઘરમાં કરયા મુકામ; ખુબી તમારી શુણી અપાર, ઘણી સુઘડછે લાખી નાર. રમત રમી જાણે છે બહુ, જે જાય તે હારે શહુ; સુણી વાત જે હરખ્યું ચીત, રમવાને જોવુ ખચીત. પરદેશી મુશાફર આવ્યા ઘે

૨, કરી શજાઇ રૂડા પેર; એવાં મધુરાં સુણી વચન, ખાન પાન મુકયાં તે દન ભક્ષ ભોજન કરાવ્યુ શાર, પછી બોલી મુખથી નાર; મેતો નીયમ લીધો એક જાણ, તે વાતનું કહુ મંડાણ. રમવાનો રાખે અભીલાખ તે લાવે રૂપીઆ લાખ; પ્રથમ તો નર ઢગલો કરે, પછે તે મેડી ઉપર ચડે. હારૂ તો દાશી થઇ રહુ, જીતુ તો લાખ રૂપીઆ લેઉ; એવો નીયમ છે માહરો સહી, તમો કોહો તો રમીએ અહો વચન મારૂં મીથ્યા નહી થાય, તે વાતે ઘટે મહીમાય. જીત્યાનો વાજે છે ઢોલ, એવો વીનતા બોલી બોલ; લાખ રૂપીઆઆગળ ધરે તે નર રમત જારી કરે.

દોહરો.—એવાં વચન વીનતાનાં સુણી, બોલ્યો રાજકુમાર, અહંકાર રાખે અતી ઘણો, તને કોણ વરસે આ ઠાર. ઘણા સાથે જીતી સહી તોય ન સરીયું કાજ; પરમેશ્વરના પ્રતાપથી, જીતું તુજને આજ. ઘણા નર જીતિયા, કઠણ છે આજનું કામ; ચતુરાઇ કરજે ચોગણી, જેમ પોચે મન હામ મુદ્રિકા આપિ કર તણિ સવાલાખનું મહિ નંગ; વિનતાનિ આગળ ધરી, આણંદ આવ્યું અંગ. ૪ જોઈ વીંટિ અમુલની, હરખિ મનમાં તે ઠાર; માંડિ બાજી તેણે રમે, રાજકુંવરને નાર. ૫ બીલાડિ માથે દિપક ધરયો. ત્યારે ચમકયો પોતે મન; નીશાનિ સાચિ મળી, ડોશિનાં સત વચન. મુખ કને દિઠા સહિ, થયો તદા અજાણ; રમત તે જારિ કરી લિધા પાસા પાણ, જાણિ જોઇને હારિયો, દેહે અબળા બાજ; હઠ કરિ રહી પોતા તણિ, જીતિ ત્યાં ગુણકાજ. ૮ પોબારમાં આવિ રહિ, બાજી ત્યાં તેણી, વાર; આવે પોબાર વિનતા તણા, હારે રાજકુંમાર. ૯ એવું મ

ન વિચારયું, બિલાડી સામુ તે ઠામ; ત્યારે મુસ્તક તે ણે ફેરવ્યુ, વીનતાનિ પોંચી હામ. ૧૦ દિપક જોતામાં ઝાંખો થયો, નાંખ્યા પાસા તે નાર; ઊંદરે પાસા ફેરવ્યા, પોબાર કરયા તે વાર. ૧૧ જીત્યાનો જશ વાધીઓ, હારયા તમે ચતુર સુજાણ; ચતુરાઇ ચોગણી દાખવિ, એમ બોલિ વીનતા વાણ.

ચોપાઇ.—એવાં વીનતાનાં સુણિવચન, બીજી રમત માંડી રાજન; હારજીતમાં મુકયો હાર રમવા લાગ્યા નરને નાર. ધીર વીર બેઠા તે ઠામ, નાંખે પાસા મુખ લેઇ નામ; બત્રીસ લક્ષણ જે નર કહેવાય, કોઇનો ગાંજ્યો તે નવ જાય. ભલા નર મુકે મામ, કોણ માત્ર એ વિનતા નામ; એક હાથ ખાલિ નવ જાય, જેવા માગે તેવા પડે દાય. વણી ચતુરાઇ વિનતા કરે પણ એક વાતે અરથ ન શરે; વીનતા પામવા લાગી હાર દિપક સામુ જોયુ તે ઠાર કુંવરે પાસા નાંખ્યા જેટલે, મંજારીએ શીર ફેરવ્યું તેટલે; ચડપ ઊંદર નિસરયો સહિ, પાસો અવળો કિયો લઇ કુંવર રોનાટી મારિ તેણિવાર તરત નિકળ્યો નોળિયો બહાર; ઊંદર તણિ પકડિ કોટ, નાડિ બિલાડિ મેહેલિ દોટ. સાતમે ઘેર જઇને ઠરિ, રમત ભગ તે વેળા કરી રાજકુંવરને ચડિ છે રિસ, ક્રોધ કરિ બોલ્યો તે દિસ. તારિ અકકલમાં ઊડિ વાટ, કંચન તણા તેં મુકવા પાટ, નારિ બુધ્ધિ પગની પાનિએ વશિ રાંડ જાતને અકલ કશિ. વરમાં દિવિ સરખિ નથિ, બિલાડિ શિર દિપક સરવથિ;મુકો ઝવેર હિરા કે લાલ. થાય અજવાળુ ઝાક ઝમાળ. નિકર આવો મારી પાસ, આજ કરવાનો તુજને દાસ; જાણી જોઇને હારયો તુજ સાથ, હવેતો ઘસવા પડશે હાથ એમ કહિ કહાડિ એક મણિ,

જાણે શોભા પ્રતીબીંબ તણી; ભાગ્યુ વીનતા કેરૂ જોર
પડી ખસીઆણી તેને ઠોર. હઇડે દુખને મોહોડે હસી,
હસી, એ વાતમાં ચીંતા કશી; હવડાં હોડ હારીને જ-
શો, જશે માલને દુખીયા થશો; આગળ કઇક હારી ગ
યા, તે નરતો ઠેકાણે ન થયા; એવી ગતી તમારી સહી,
શો ઉદ્યમ હવે કરવો અહીં; મેં ભલા ભલા દીઠા રાજ
ન, તે સહુ હારી ગયા મહાજન. કોઇની ગાંજી હું નવ
ગઇ, અથાગ નર આવ્યાતા અહીં; તમે ભાગ્યો મારો
અહંકાર, સીતેર લાખ જીત્યા આકાર. માટે આજ રમ
વાને કોડ, પાડવી આજ તમશુ હોડ; સીતેર લાખ જી-
તુ તો લઉં, હારૂ તો ઇસકીમત દઉં. એમ કહીને બાજી
ધરી, રમત હતી તે જારી કરી; ઘણી ચતુરાઈ કરે તે ના
ર, જીત્યા બાજી રાજકુમાર. ઊતરી ગયૂ વીનતાનુ મુ-
ખ, ઘણુ તે મનમાં પામી દુઃખ ચંદ્ર આભમાં પેસે જે
મ, વીનતાનુ વદન થયું છે તેમ. નીચુ જોઇને વીનતા
રહી, ત્યારે કુંવરે વાણી કહી; વળી કાંઇ હોય મનમાં
કોડ, તો તો પાડો બીજી હોડ. હાર્યો જુગારી બમણુ ર
મે, લાખી મુખ બોલી તે સમે. ધન માલ મુજ પાસ ન
થી; એક વાતે રમુ સરવથી; અમીર ઊમરાવ રાજા ત
ન, ગુલામ કરી રાખ્યા ભોવન. તેની હોડ મારૂ અમો,
જીતો તો લઇ જાવ તમો; રાજકુંવર હરખ્યા તે ઠાર,
માંડી બાજી નવ લાગી વાર. પરમારથનું કરવું પુન્ય,
છોડાવુ રાજકુંવરના તન; પ્રભુ લાજ રાખજે મહારી,
એમ કહીને રમત જારી કરી. તે બાજી જીત્યો રાજન,
વળી તે બોલ્યો મુખથી વચન; બીજુ હોય તો ફરમા-
કાજ, લેશ માત્ર ન રાખસો લાજ. નીચુ જોઇ વીનતા
રહી ગદગદ કંઠે વાણી કહી; સરવે વસ્તુ હારી આ ઠા-

મ, નથી કાંઇ મીલકતનું નામ. નસીબો મુજ આગળ કરૂં, માહારી કાયા હું હોડમાં ધરૂ; જો જીતું તો સરવે લઊ, હારૂં તો દાશી થઈ રહુ. તે પણ કબુલ કરયું સારં, માંડી બાજી નવ લાગી વાર; રાજકુંવર ભાગ્યશાળી સહી, તે પણ બાજી જીત્યો તહી.

દોહરો.—વાજાં વજડાવ્યાં જીતનાં, હારી ગુણકાનાર; વાત ચાલી તે પુર વીખે, મલી કુંચીને બજાર, વીનતા કરજોડી રહી, બોલી મુખથી વાણ; હુંતો દાશી તમ તણી, જે કહો તે કરૂ પ્રણામ. ૨ હું હારી જીત્યા તમો, આ લોની ગ્રંથ ભંડાર; સહુ આગળ ધરી, તેવેળા તે ઠાર. ૩ કોણ નગર છે તમ તણું, કોણ તમારો તાત; રૂપે રવી સરીખડા, વળી કોણ તમારી માત. ૪ બ્રહ્મા વીષ્ણુ રૂદ્ર તમો, ધરયું માનવ રૂપ; અહંકાર ભાગવા માહરો, પધાર્યા દેવ સ્વરૂપ. પણ સંદેહ ભાગો મન તણો, કરોં તમારી દાસ; પ્રતીવરતા હું પદમણી, શેવા કરૂં રહી પાસ. ૬ કોઇ નરનો કર અટકયો નથી, એવા તે સુરજ સાખ્ય; કહો તો દેખાડુ પારખુ, એમ બોલી વીનતા લાખ. ૭ મેં ધારયુ તુ મન વીશે, મુને જીતે તે ભરથાર; તે ઇચ્છા માહરી પુરણ થઇ, મુંજ ભાગ્ય તણો નહી પાર. ૮ ઇશ્વર આણ આ વાતમાં, જુઠુ બોલુ આ દીશ; કોટી બ્રમ હત્યા મુજને, પ્રથવી પાપ શીશ. ૯ સાચી વાત તમે કહો, પુરો મનના કોડ;લાહાવો લાએેા લીજીએ, આપણ જુગતે જોડ. ૧ રાખી વાત જો તમે કરો, મુજ હત્યા તમ શીશ; આશા ભગ માહારી થશે, દુભાશે જુગદીશ. ૧૧

ચોપાઇ.—એવાં વચન વીનતાનાં સુણી, રાજકુંવરે વાણી ભણી; મારી વીતકની કહુછું વાત, સાંભળજે તું

ચીત સંગાત. જે પોતાને પડીયું દુઃખ, તે સરવે માંડી કહ્યું સુખ; ત્યારે વીનતા વીલાસે મન, ઘણું દુઃખ કરી તે બદન. ત્યારે રાજકુંવરે કહ્યું નાર, મારા મનના કહુ વિચાર; એક મોટી મનમાં આશ, જવું બંકાવળીની પાસ. ત્યારે ગુણકા બોલી વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ; બંકાવળી નામે પરી છે સાર, તેની શોભાનો નહી પાર. તેની વાડીમાં ફુલ છે સહી, તેની શોભાનો પાર નહી; પ્રથવીમાં તે ફુલ છે એક, ઘણી શોભા તેની છેક. સહસ્ત્ર પરી તેની રક્ષા કરે, રાત દીવસ તેની પાછળ ફરે; લક્ષ રાક્ષસ વળી છે રખવાળ, જે વીકાળ સરખા લાલ. ફરતો કોટ છે તેને સહી, તે મધે વાડી છે મહી; એક ઝાડને એકજ ફુલ, શોભા તેની દીપક અતુલ. પ્રથવીમાં ચોકી નાગ પ્રમાણ, ઉપર જક્ષણી શીર જાણ; ગગને ચોકી પરી તણી, તેની શોભા શી કહું ઘણી. ચંદ્ર સુરજ નવ દેખે મુખ, ગુલબંકાવળી પામે છે સુખ; વીકટ વાટ તે તે સરવથી, કોઇથી ત્યાં જવાતું નથી. ઘણાં વીઘન રસ્તામાં થાય, કેઈ પેરે ત્યાં જશો રાય; કોણ માત્ર માનવીની કાય, દેવ દાનવથી નવ જવાય. માટે તજો જવાનું નામ, માહારા મનની પુરો હામ; એવાં વચન વીનતાનાં સુણી, રાજકુંવરે વાણી ભણી. જીવ ગએ ન મુકુ મામ, હતો જવાનો ઘણી લાગી છે મુને. મુખ જુબાની કહોછો તમો, ન્યાય અન્યાય કેમ ચુકવું અમો; નજર જોઊ તો ચુકાવુ અહી, નહીતર મારગ જાતુ વહી. તમે પેસો પીંજર મોઝાર, બ્રાહ્મણ વળી ઊઘાડે દ્વાર; તો તો નજરે જોવું અહી, પછી ન્યાય ચુકાવું સહી. એવાં વચન શીયાળનાં શુણી, પેઠો પીંજરમાં તાણી ઘડી; વીપ્રને કહે તમે દોની બાર, એ કહે

ત્યારે ઊઘાડજો દ્વાર. દીધાં બારણાં સાંકળ સાથ, શીયાળ મુખથી બોલ્યો વાત; જે રીતે તમો કહ્યુંતું સહી, તે રીતે તમો બોલો અહીં. ઊઘાડ ભાઈ તું આગું દ્વાર; કાહાડ બાહાર હું તુજને કરીશ ઊપકાર; ગુણ પછવાડે અવગુણ સહી, ત્યારે હું ઊઘાડું નહી.

દોહરો.—વચન સુણી શીઆળનાં, વાઘને પડી મન ફાળ; દગો કરીને બાંધીયો, હું આણીશ તારો કાળ. ૧ તું શું ખાતો તો મુજને, બળ હોય તો નીકળ બાહાર; સ્નેહ કરી તને કહાડયો, ધીક ધીક તુજ અવતાર. ૨ બ્રાહ્મણનો જીવ બચાવીયો, વળી અદલ ચુકાવ્યો ન્યાય; જે કરે તે ભોગવે, મુજ શીર દોષ નહી કહેવાય. ૩ હુશીયાર તું સારદુલ થયો, મેં અદલ ચુકાવ્યો ન્યાય; ગુણ પછવાડે અવગુણ સહી, તું ભોગવતારી કાય. ૪ એમ કહી ત્યાંથી ચાલીયો, શીયાળ ત્યાંથી જાય; બ્રાહ્મણ પાછો પરવર્યો, કેવો ચુકાવ્યો ન્યાય. ૫ જગત જેમ કોડે કરો, જાઓ તમારે ગામ; વગર વીચાર્યું કરતા રખે, આજ પછી તમે કામ. ૬ આશીશ દીધી શીયાળને, બ્રાહ્મણ પંથ પળાય; ઊપવીત દીધું પુત્રને, વળી પરણાવી કન્યાય. ૭ નાહાના ઊપર નવ ભૂલવું, નાહાનો શીઆળવો એહ; બુદ્ધીએ જીતીયો વાઘને, કળી ન શકે તેહ ૮ તમે જીતસો સરવને, કોણ માત્ર પરી જાત; પરમેશ્વર પ્રતાપથી, લાવો ફરી વીખ્યાત. ૯

ચોપાઇ.—એવાં વચન વીનતાનાં સુણી, લાચાર થઇને વાણી ભણી; જાઓ કહેનાં જીભ કપાય, માટે સીદ્ધ કરી આવો રાય. આવશો ત્યારે સુખ સહેલ, તમો આવશો ત્યા રંગની રેલ; આવશો ત્યારે નીકળી-

શું બાહાર, તે જાણજો તમે નીરધાર. જપ માળા મેં કરમાં ધરી, સરવે સુખ તજ્યું સુંદરી; પર પુરૂષ ભાઇને બાપ, નીસ્ચે માનજો આપો આપ. તમ કારણ લ'ઇ બેઠી જોગ, મુકયા ભાત્રતા સઘળા ભોગ; મરવા ઊપર રીઝયાં અમો, ઊતાવળ કરોની તમો. બાર વરસ જોશું વાટ, પછી કરીશુ દેહની ઘાત; અવર પુરૂષ કરવાની નથી, સત કરી માનજો સરવથી. એમ કહીને નામીયુ શીશ, રાજકુંવર ઊઠયો તે દીસ; જોઇ શુકન ને પથે જાય, નગર થકી નીસરયો બાહાર. લીધું પછી જોગીનુ રૂપ, પ્રતીબીંબનું પ્રગટયું નુર; ભસ્મ લેપન કરયું છે કાય, વજર કછોટા વાળ્યો રાય. શેલ્લા શીંગી ગળામાં સહી, જેસટોકા તુંબડી કરમાં ગ્રહી મનમાં બીતો નથી લગાર, જંગલમાં ચાલ્યો રાજકુંમાર; મહા અરણ્વ તે ચાલ્યો જાય, રાત પડે ત્યાં મુકામજ થાય. માણસ નામે જંગલમાં નહીં, ઝાડને આશરે બેસે જઇ; દુખે સુખે વીતે છે રાત, વળી પંથ ચાલે પ્રભાત. સાત માસ ગયા એમ જાણ, જંગલ આવ્યું એક નીરવાણ; ઘણા ભેદે અનેક જાત, ત્યાં મુકી નવ શકે કોઇ પાગ. કંથેર કાંશકીને ગોખરૂં સહી, તે ઊપરથી ચાલવુ તહી; બીજી વનસ્પતી ભાર અઢાર, ઘટા ઘુમ થઇ ત્યાં સાર. કયાં ઊગ્યો કયાં આથમ્યો સહી, એવું વન ભયાનક તહી; અંધકાર નવ સુજે ભાણ, પશુ પંખી બહુ મળીયા જાણ. શબ્દ સારદુલ શીયાળના થાય, તે દેખતામાં કંપે રાય. ઘણા શબ્દ મોટા વીકરાળ, નાગના શબ્દ નીસરે બાહાર; ફળ જળ તણુ નહી નામ, કંઠે શોશ પડયો તે ઠામ. ઘણી છે કોમળ તેની કાય, ગોખરૂ કાંટા પેસે પાય, મ્રત્યુકાળ જંગલનું નામકોઇ વાલી

શકે નહી હામ; દેવ દાનવથી નવ જવાય, કોણ આશ રો માનવની કાય. દશ જોજનનું જંગલ જાણ, જે જાય તે છોડે પ્રાણ; તે મધે ચાલ્યો છે વીર, ઘણુ દુખ પામ્યો તે શરીર. હીંમત પોતે મુકતો નથી, માહા દુઃખે ચાલ્યો સરવથી. વળી તે મનમાં કરે વીચાંર, ચતુરાઈ કરી મેં જીતી નાર; એતો પરમેશ્વરનો ખ્યાલ, પડે પાર કે આણે કાળ. લખીત વાત થાશે તેહ, એમ કહી ચાલે છે એહ.

દોહરો.—શરીર સઘળુ જડાઇ ગયુ, નીકળે રૂધીર નીરધાર; લાખ વીંછુંની વેદના, ભોગવે છે તેને ઠાર. ૧ પગ તળીયાં તરવાઇ ગયાં, છેદ પડયા આ ઠાર; પગ ધરતીપર નવ ધરે, દુઃખ તણો નહીં પાર. ૨ ભુખ તરસ પીડે ઘણી, વળી કાંટા ભાગે પાય; હીંમત મન નથી મુકતો, ચાલ્યો જંગલમાં જાય. ૩ વાવ વરૂ ગાજે ઘણા, ડરતો નથી કાય; લખ્યુ હશે મારા કરમમાં, જે થવાનું હશે તે થાય. ૪ એ ભેથી ડરવુ કશુ, વીચારયુ પોતે મન; દુઃખે પાપે ચાલે નહી, શું કહુ મુખે વચન. ૫ સાત દીવસ એમ વહી ગયા, તે જંગલ મોઝાર; દશ જોજનનું વન સહી, તે મુકીને નીસરયો બાહાર. ૬ સુરજ તણું દરશન થયું, ત્યારે હરખ્યા રાજા મન; પાહાડ એક નજરે આવીયો, જોતામાં ગયો છે ગગન ૭ જયાંહાં પાહાડ ત્યાં જળ સહી, એમાં શો વીચાર; દુખે પાપે જાઊં ત્યાં, ત્યારે થળશે અમરીત અહાર. ૮ એમ વીમાશી ચાલીયો, જળ વીના જીવડો જાય; પાહાડ સમીપે આવીયો, ત્યાંહાં કાંઈ અચરત થાય. ૯ જુએ તેતો પાહાડ પહાડ નથી, એક રાક્ષસ વીકાળ; લાંબા ચોડાની ગણતી નથી, બેહુ ગગને વાશાળ. ૧૦ જડ રૂપ-

માં ત્યાંહાં થઈ ગયો, ચઇતન ટળ્યું શરીર; વીકરાળ વદન બીહામણું, કઈ તરેહ રાખુ ધીર. ૧૧ અરે જીવ તું કેમ ડરે, મરવું એકજ વાર; એમ વીચારી મન વીશે, નમીને કરયો જુહાર. ૧૨

ચોપાઇ.—નમી કરીને લાગ્યો પાય, ત્યારે રાક્ષસ બોલ્યો કાય; કાહાંથી આવ્યો આણે ઠામ, નવ આવે માનવનું નામ. દેવ દાનવથી નવ અવાય, તો કોણ માત્ર તું માનવી કહેવાય; મારે કીસ્મતે આવ્યો અહીં, એ વાતમાં સંદેહ નહી. નીત પશુના કરીએ અહાર, ઘણાં વરસ થયાં તે ઠાર; માનવી ખાવાની ઇચ્છા થઇ, તેતો આજ સંપુરણ થઇ. માટે આજ જીવવું સારથક થયું, તારી કાયાનો સ્વાદજ લઉં; એવાં રાક્ષસનાં સુણી વચન, રાજકુંવર બોલ્યો તે દન. એ વાતે ઘણું હરખ્યું મન, સુખે ખાઓની મારૂં તન; ઘણો ખુશી થયો હું આજ, સીધ કરો તમારૂ કાજ. એક પલક તે વરસજ થાય, નથી દુખ વેઠાતું કાય; જો તું માહારી કાયા ખાય, તો જીવ નીકળી સરગે જાય. પરદુખભંજન માહારા તમો, વેહેલા થાઓ દુખ પામું અમો; એવાં રાજકુંવરનાં સુણી વચન, તવ રાક્ષસનું હરખ્યું મન. ઘણી કાન્તી ને રૂપ વીશાળ, વાણી સુગુતામાં ઊપનીયું વહાલ. મધુર વચનથી વાણી કહી, આવ તુને નહી ખાઊં અહીં; મરવુ તો કોઈને નહી ગમે, શા માટે મોત માગો આ સમે. બાળપણમાં તેં ગાળ કાય, કેમ આવ્યા જંગલની માંય; પરમેશ્વર વચ્ચમાં દરમીયાન, નહી ખાઊં એ તું નીસ્ચે માન. એમ સમ ખાધા તે ઠાર, આવ પાસે કરીશ ઊપકાર; પાંચ દીવસ પરોણા રોહો, દુખ હોય તે મુજને કહો, આવુ રૂપ તમારૂ સાર, શો છે તમારે નીત્ય

અહાર; તે આણીને હાજર કરૂ, વચન તમારૂ મસ્તક ધરૂ. રાજકુંવર કહે સાંભળો તાત, કહુ મારા ખાધાની વાત; બેહુ લેઊં તણો સહી જાણ, વળી સરકરી સાકર નીરવાણ. તે તણા અમો કરીએ અહાર, તે કયાંથીઆ જંગલ મોઝાર.

દોહરો.—એવાં વચન રાક્ષસે સુણી, હરખ્યો અપરમપાર; ચાર ઘડીમાં વાવુ સહી, તું બેશી રહે આ ઠાર. એમ કહીને પરવર્યો, ક્ષણું નવ લાગી વાર; પોઠ જાતીતી વણજારા તણી, જઇ પડયો તે મોઝાર. રાક્ષસે માયા કરી, તે સરવે સમેટી લીધ; પાછો ફરીને આવીયો, કામ કરી તે સીધ. અન્ન વસ્ત્રના ઢગલા કરયા, ઘી સાકર બહુ ખાંડ; કરીઆણુ વીવીધ પ્રકારનું, ત્રાંબા પીતળનાં ભાંડ.. ૪ રાજકુંવર વીસમે થયો, જે જોઇએ તે ત્યાંય; ઉનમત નહી કસી વાતની, વિસ્મે થયો મન માંય. ૫ ખાનપાન ગમતું કરે, તુ માહારો મીજમાન; ચીંતા મનની પરહરો, તને આપીશ જીવતદાન. ૬ ભક્ષ ભોજન વીધ વીધનાં, કરયાં બત્રીસે પાક; ભાતભાતની સુખડી,કર્યા સુંદર સાક.૭ રાજકુંવર બોલીયો, તું પીતા હું તન; એક અરજ છે માહારી, બોલું મુખ વચન. ૮ ત્યારે રાક્ષસ કહે તમો, નવ ડરશો મન લગાર; જે ઇછા તારા મન વિશે, તે કહો મૂજને આ ઠાર. ૯ ત્યારે રાજકુંવરે કરી વીનતી, જમીએ બેશીને સાથ; એતો ઊમેદ છે મુજને. કહુંછુ જોડી બે હાથ. ૧૦ બીજી વીનતી તમ દાસની,અભંગ તમારી કાય બીક ઘણી લાગે મુને, તો મુખમાં કેમ ખવાય. ૧૧ એવાં વચન મુખે કહ્યાં, ત્યારે હરખ્યો રાક્ષસ મન; હશી કરીને બોલીયો, તું સાંભળ પંથી જન. ૧૨ મારી માયાનો

પારજ નથી, તુજ કારણ માનવ થાઉં; આ જાત માહા-
રી તજુ, તુજ પાસે બેશી ખાઉં. ૧૩ એમ કહી થયો
માનવી, ક્ષણુ નવ લાગી વાર; જાણે બીજો રાજવી,થ-
ઇ શોભા અપરમપાર. ૧૪

ચોપાઇ.–રાક્ષસે માયા પોતાનો કરી, પાહાડ જેવી
કાયા પરહરી; થયો માનવી દેવ સ્વરૂપ, અચરજ પા-
મ્યો પોતે ભુપ. ૧ તારે હશી બોલ્યો રાજન, હવે તો
હરખ્યુ માહારૂ મન; એમ કહીને પીરસી થાળ, જમવા
તે બેઠા તતકાળ. ૨ અમરત વસ્તુ આગળ ધરી, આ-
રોગ્યો પછે પેટજ ભરી; વાનાની સૂખડી સાર, વારા ફ
રતી કરે છે આહાર ઘણાં સુઘડ ખાય છે પાન, બેઠા બે
હુ જણ ધરીને માન. ૪ વાત ચીત કરી બે ઘડી, એમ
કરતાં તહાં રાતજ પડી; નીરભે થઇને સુતાં તહીં, એમ
ચાર પોહોર રજની ગઇ. ૫ પ્રાતઃકાળે ઊઠયા બેઊ જ
ણુ, કીધાં બનોએ દંત ધાવન; વળી બત્રીસાં રસોઇ ક
રી, જમીયા બન્યો પેટજ ભરી. ૬ બમણીલ્રેજત પડી
બીજે દન, તેમ રાક્ષસ રીજે મન; કો દીન મોદીક કો
દીન કંસાર, દીન શિરોપુરી આહાર; કો દીન વેઢમીને
સુખડી, રાક્ષસ તણી ભાગી ભુખડી. ૭ સાત દીવસ
થયા તે ઠાર; રાક્ષસ રીજ્યો અપરમપાર; સ્વાદ
ઇંદ્રીએ તે વશ થયો, મુખથકી તે નવ બોલ્યો એને
ઠામ; કાળા માંથાનો માનવી સહી, તેને કોઇ જી
તી જોયે નહી. મૂકી જેટલાં તેનાં હાડ, ઢોળી પાડે મો
ટો પહાડ;સુદ્ધી દિસે એ માણસ જેવી બીજામાં નથી,
નીશ્ચે માનજો સરવથી, માટે ત્યાં જવાનો નાર, નવ
જવાય તો ધીક અવતાર; તમો નામ ઠામ બતાવો ભા
ળ, તો લેઇને આવું તત્કાળ; કેદિ લોક હતા જેટલા,

મુકી મે દિધા તેટલા; અમીર ઉમરાવના જે કુંમાર, તે સરવેને કહાડયા બાહાર; વસ્ત્ર આભુષણ આપી સા ર, વીદાય કરયા તેને તે વાર; હસતાં કરયા સરવનાં મુખ, ઘણાં દોહલાં ટાળાં દુઃખ; ત્રણી આશીશ દીધિ છે સાક્ષાત, તે ઉપર એક કહુંછું દ્રષ્ટાંત.

દોહરો.—બ્રાહ્મણ એક જાતે સહી, તેને પીડા અ- પરમપાર; અન્ન ન મળે પુરૂ પેટને, પુત્ર પુત્રી પરીવા ર, ૧ ઉપવીત દેવું પુત્રને, વળી દેવું કન્યાદાન; ઝુરે બેસા મન વીશે, કેમ થાશે ભગવાન. ૨ દ્રવ્ય મારી પા સે નહી, કેમ રહેશે મુજ લાજ; પરદેશમાં જાવું સહી, જાચુ જઇને રાજ. ૩ બેશી રહે સીદ્ધિ નથિ, નીશ્ચે કર યું મન માંય; વીનતા પ્રતે વાણી કહી, અમો જાશું પ રદેશ માંહ. ૪ દ્રવ્ય લઇને આવશું, વીનતા આણે ઠા મ; કન્યાકાળ જાયે કુંવરી તણા, વળી કેમ થાયે આ પણુ કામ. ૫ શાસ્ત્ર વચન કેમ લોપીએ, બેસે મુજ શી ર ગાળ; હું જાચુ કોઇ રાયને, લાવું અતીશે માલ. ૬ એવાં વચન વીપ્રનાં સુણી નારીએ આજ્ઞા દીધ; શુભ મહુરત જોઇ નીસરયા, કામ કરવાને સીદ્ધ. ૭ દેશ ત જીને નીસરયા, હું જાઉ ગ્રસ્થની પાસ આશિરવાદ જ ઇને કરૂં પુરે મનની આશ. ૮

ચોપાઇ.—એમ વિચારી ચાલ્યા વહી, પ્રભુ આશા મારી પુરે સહી; દીવસે ચાલે રાતે મુકામજ થાય એ મ કરતો કરતો ચાલ્યો જાય; ચાલીસ જોજન ગયા રૂ શી જન, ત્યાં એક દીઠું મોટું વન; વનસ્પતી ત્યાં ભા ર અઢાર, નમી રહી તેની ભારે ડાર. એક મારગ બી જી નહી વાટ, ઘણો મનમાં થાય ઉચાટ; શોર થાય વ રૂ ને વાઘ, ઘણો સાદ કરે તે જાગ. નવ રહી બ્રાહ્મણુ

કેરી ધીર હીંમત રાખીચાલ્યો વીર ભવીષ્યમાં જે બ નશે સહી, એમ વીચારી ચાલ્યા વહી. અઘે જંગલ ગયો જેટલે, કઉતક દીઠું તેટલે; વજર પાંજર લોહાનું દ્વાર, તે મધે વાઘ દીઠો સાર. બાર હાથ દીસે વીકાળ તે દીઠો જાણે ખાશે તત્કાળ; પુછ પછાડે તેમાં રહી, બ્રાહ્મણ આવી પોહોચ્યો તહીં. ગડગડાને ઉભો થાય, આગળ નવ ચાલે તેના પાય; પાછું ડગલું ભરાતું ન થી, મન વીચાર કરેછે કથી. નીશ્ચે વાઘ ખાવાનો મુજ કાય, મનના મનોરથ રહ્યા મન માંય; હમણાં નીકળી મુકે દોટ. ઝડપ ઝાલશે મારી કોટ. નવ ચાલે નવ હાલે પાય, આકુળ વ્યાકુળ મનમાં થાય; તે સારદુલને વા ચા થઇ, મુખ થકી તેણે વાણી કહી. અરે ભાઈ તુ પં થી જન, આવ્યા તને નવ કરૂ વીઘન; એ વાતે સાક્ષી શ્રી રામ, સત કરી માનો આ ઠામ. જીવતદાન આપો મુજને આજ. હુંતો સારીશ તારા કાજ; બ્રાહ્મણને આ વ્યો વીશ્વાસ, ગયો તે પીંજરની પાસ. કર જોડીને ઉ ભો રહ્યો, ત્યારે સારદુલે બોલજ કહ્યો; ઉઘાડ દ્વાર હું નીસરૂ બહાર, કરીશ તુજને ઘણો ઉપકાર. વીપ્ર કહે એ અચરત વાત, કોણે પીંજરમાં ઘાલ્યો ભ્રાત; વીસ્તા રીને કહોજી તમો, ત્યારે ઉઘાડુ અમો.

દોહરો.—તે વારે સારદુલ બોલીયો, સાંભળ પંથી જન; મેતો મારગ પાડીઓ, સંતોકયુ મુજ મન. ૧ પશુ પંખી કે માનવી, સહુનો કરતો અહાર; કોઇ માનવી માંથાનો મળ્યો, પડયો પીંજર આ ઠાર. ભક્ષ ભોજન એમાં ભરી, હું કરવા બેઠો અહાર; દ્વાર બંધ તેણે કર યુ, કેદ કરયો આ ઠાર. સાન કરી તેણે મુને, તે થયો સવાયો સેર; વજર પીંજરમા હું પડયો, એક નવ સુઝે

પેર. ૪ ક્ષુધા તરસ પીડે ઘણી, ક્રુરૂ બેઠો આ ઠામ; મા
ટે ભાઇ કહાડો મુજને, હું જીવું તમારે નામ. ૫ આંખે
આંસુ પડે એમ કહીને કરે રૂદન; વીપ્રને દયા આવિ
ઘણી, પછી બોલ્યો મુખ વચન હું તો કહાડુંછુ તુજને,
પરમારથ પ્રમાણ; કદાપી ખાય તું મુજને, તે વાતે સા
ક્ષી આણ. ૭ સુરજ ચંદ્ર બે સાખીયા, શ્રી રામચંદ્રની
સાખ્ય; બીજી પ્રતીજ્ઞા કીધી ઘણી સત સહસ્રને લાખ
૮-તે વારે બ્રાહ્મણ રીઝીઓ, માન્યુ પોતાનુ મન; દ્વાર
બંને ઊઘાડીયા, તે વેળા તે દન. ૯ નીકળ્યો વાઘ તે
માંથકી, બોલ્યો મુખ વચન; ક્ષુધા પીડે છે મુજને, હું
ખાઇશ તારૂ તન. ત્યારે બ્રાહ્મણ બોલ્યો, એ શી બોલ્યા
વાણ; પરમેશ્વર વચનમાં ધરયા, તે સમ ખાધા છે જા
ણ. ૧૧ વચન તારૂ મીથ્યા કરે, ધીક ધીક તુજ અવતા
ર; બ્રાહ્મણ હત્યા કયાં છુટશો, સમજો મનમા સાર. ૧૨

ચોપાઇ.–સારદુલ ત્યારે બોલ્યો મુખ, શાને પાડા
ધરે છે દુઃખ ગુણ પછવાડે અવગુણ સહી, એ વાતમાં
સંદેહ નહીં માટે તુજને ખાવાનો ભ્રાત, નીસ્તે માનજે
સાચી વાત; બ્રાહ્મણ કહે મીથ્યા થાય, મહા પાપી તું
કહેવાય. સત પ્રમાણે કહુછું હું, ચીત ધરી સાંભળ તું
વીશ્વાસ ઘાતનું મોટું પાપ, નીસ્ચે માનજે આપ. ગુણ
પછવાડે અવગુણ કરે, તે નર તો નરકે પડે; સારદુલ ક
હે હું માનુ નહીં, કાંઈ સાખ પુરાવો અહીં. ભટજી કહે
સાખ પુરાવું હું, મારી સાથ આવને તું જુડો પડુ તો
તો કાયા મુજ દેઊ, સાચો થાઊ તો મારગ લેઊ; વણ
પુછે જો ખાશો મુને તોતો મોટી હત્યા છે તુને. સારદુલ
કહે સાચો થાઊ, તો તુજને જાવા ન દેઊ; એમ કહી બે
ચાલ્યા જાય, આવ્યો વડ એક મારગ માંય. ઘોર ગંભી

ર છે શીતળ છાંય, શીત પવન આવે છે ત્યાંય; ત્યાં બે જણ ઊભા જઇ, તે વારે વિપ્રે મુખથિ વાણી કહી. તારી છાયા છે અપરમપાર, મારે એક પુછવો વીચાર ત્યારે વડને વાચા થઇ મુખ થકી તેણે વાણી કહી શો કજીઓ છે તમારે જાણ, વિસ્તારીને કહો નીરવાણ. ત્યારે બ્રાહ્મણ બોલ્યો વાત, કરગરવા લાગ્યો વડના સાથ; પોતાની સરવે વાતજ કહી, તે સઘળી વાણી વડે લહી. મારો વાંક હોય તો મુજને કહો નહીં તો મુજને જાવા દો.

દુહા—ત્યારે તે વડ બોલ્યો, મુજ વીતકની વાત; તે સાંભળતા ભાગસે, બેકિના મનની ભ્રાંત. ૧ ગંભીર છાયા માહરી, શીતળ વાયુ વાય; પશુ પંખીને માનવી, બેશીને સુખી થાય. રૂષીશ્રમ કરે માહારા થડે, સમાવું તેનો તાપ; ઉપકાર માહારો અતી ઘણો, તુ સાંભળ બ્રાહ્મણ વાત. કોઇ ચુંટે કાચા માહરી, કોઇ ચુંટે માહારાં પાન; કોઇ ડાલી છેદન કરો તું સાચે સાચી માન. ૪ ગુણ પછવાડે અવગુણ સહી, એમાં શો સંદેહ; લખ્યા લેખ મીટે નહી, તે ભોગવ તારી દેહ. ૫ એવા વચન વડનાં સુણી, બ્રાહ્મણ થયો મન ભંગ; સાર્દુલ હતો તે સજ થયો, આનંદ પામ્યો અંગ. સાચી વાત મારી મળી, તું જુઠો પડયો આ ઠાર; હવે તો ખાઉ તુજને, નવ લગાડુ વાર. ૭ ત્યારે બ્રાહ્મણ બોલીયો, નહી માનુ એ વાત; બીજાને પુછો જઇ, પછી કરજો માહારી ઘાત. ૮ વણ ઈનસાફે મારે મુને, તે હત્યા બેસે તુજ; શારદુલ કહે વળી વેહેશું., દુખે ભુરી ભુખ,

ચોપાઇ.—પુછો કોઇ બીજાને જઇ, એમ કહીને ચાલ્યા તહીં; સરોવર સુંદીર દીઠું જ્યાં, પેલા જઇને ઉ

ભા ત્યાં, મનના મનોરથ મનમાં રહ્યા. દઇરને ન આ-
વી દયા; જળવીંદ માતા છો તમો, ભેદ ભાગો દુખી-
યા છઇએ અમો. ત્યારે સરોવરને વાચા થઇ, મુખ થ-
ઇ, મુખ થકી તેણે વાણી કહી; શુ દુખ છે ને શું છે
કામ, આવ્યા છો કેમ આણે ઠામ: ત્યારે બ્રાહ્મણ
હરખીયો મન, સંક્ષેપ કહ્યું તે દન; માટે ન્યાય ચુ-
કાવો જાણુ, જેમ બચે બ્રાહ્મણના પ્રાણ. એનો વાંક હો-
ય તો સીક્ષા દો, મુજને પાછરો જવા દો; વાત કરી
બે ઉભા તહી, પછે સરોવરે વાણી કહી.

દોહરો.—સરોવર કહે વીપ્રને, સાંભળ મારી વા
ણ; ભવીષ્ય તે મીટે નહી, જે કરમે લખ્યુ પ્રમાણ. ૧
પ્રથમ વાત માહારી સુણો, વીતે છે મારી કાય; તેવી
વાતો સુણ્યા થકી, સંદેહ મનનો જાય. ૨ સરોવર સું-
દર હું સહી, અમીરત સરખુ નીર; પીએ જળ આવી
કરી, શીતળ થાય શરીર. અન્ન વીના જાય અંધ ઘ-
ડી, જળ વીના ન જાય પળ એક; એવા ગુણ છે મા-
હરા, તમો સાંભળજો વીવેક. ૪ પશુ પંખીને માનવી,
સરવે તરપત થાય; તે અવગુણ મુજને કરે, તે સાંખી
રહુછું આપ. ૫ કોઈ દંતધાવન કરે, કોઇ આવીને ના
હ્ય; કોઇ મળ મુતર ધુવે, તે ખમુછું મારી કાય. ૬ ગુણ
પછવાડે અવગુણ સહી, નીસ્ચે આડો આંક; સુખ દુઃખ
કાયા ભોગવે, તેનાં સારદુલનો શો વાંક. ૭ એવાં વચ-
ન તેનાં સુણી, બ્રાહ્મણ પામ્યો દુઃખ; સારદુલ રીજ્યો
અતી ઘણો, બોલ્યો પછે મુખ. ૮ હવે તો ખાઉ તુજ-
ને, જુઠો પડયો બીજી વાર; સાચી વાત મહારી મળી,
ભક્ષ કરૂ આ વાર. ૯ ત્યારે લાચાર થઇ બ્રાહ્મણ કહે,
હું દઉ હજી દ્રષ્ટાંત; હું હારયો જીત્યા તમો, તે ભાગી

મનની ભ્રાંત. ૧૧ હવે ફરી વચન બોલું નહી, તું કહે તે કરૂ પ્રમાણ; હવે ત્રીજુ વચન મીથ્યા કરૂ, તો ઇશ્વરની મુજ આણ. ૧૨ તે વારે સારદુલ બોલીયો, વળી જુઠો પડીશ આંય; ત્રીજીવાર હું ચુકવાનો નહી, એમ સારદુલે વાણી કહી. ૧૩ વળી આગળ આવ્યા સહી, એક દીઠું શીયાળ; બ્રાહ્મણ વાઘ ઉભા રહ્યા, બોલ્યા મુખ તતકાળ.

ચોપાઇ.—તે વારે વાચા સીયાળને થઇ, મુખ થકી તેણે વાણી કહી; ગુણ અવગુણ તણી છે વાત, પછી ભાગો મનની ભ્રાંત. ત્યારે બ્રાહ્મણે વાણી કહી વીતક વાત તે સરવે સહી; તમો કહો તે કરશુ અહી, બેઉ જણ ઉભા છો સહી. સીયાળ બોલ્યો મુખથકી, પછી ન્યાય કરૂ મુજ બાત. જુઠો સાચો કોણ હશે, અન્યાય મુજથી કેમ થશે; કએ ઠામ તે પીંજર સહી, કેમ એ કબજ પડયો તો તહી, કઇ રીતે ઉઘાડયું બાર, મુજને દેખાડો તે ઠાર; ત્યાર પછી ચુકાવું ન્યાય, મુખથી વાત વાત તે કેમ મનાય. એવાં વચન શીયાળનાં શુણી, વાઘને રીસ ચડી છે ઘણી; વડને જળ કરતાં ડાહ્યો તું, આવ્ય ઠેકાણુ દેખાડુ હું. જોયા પછી ચુકાવો ન્યાય, એમ કહી ગયા ત્યાંય; આ પેલુ મારૂ રેહેઠાણ, આ પીંજરમાં પેઠો જાણ એ પંથીએ ઊઘાડયું સહી, ગુણ પાછળ અવગુણ અહી; બોલ વેહેલો થા કહુ છું તુને ભુખ લીયો. રાક્ષસ મનમાં કરે વિચાર, રાજકુંવરને કહ્યું તેવાર; હવે તમે પધારયા અહીં, હું પુછું તે કહોરે સહી.

દોહરો.—રાક્ષસ મુખથી બોલીયો સાંભળ માનવી જાત; શા દુખે તું નીસરયો, તે કહો મુખે વાત. ૧ કોણ જાત છે તાહરી, કોણ માત કોણ તાત; બાળપણે વનમાં

ભમે, શા દુઃખે મુજ ભ્રાત. ૨ માંડી વાત મુજને કહો, હું ભાગુ તાહારૂ દુખ, ઈશ્વર આણુ એ વાતમાં, વીસતારી કહો મુખ. ૩ રાખી વાત ભાઈ તું હરે, તો ઈશ્વરની તુજ આણ; સાચે સીદ્ધી છે સહી, માટે સાચી બોલ વાણ. ૪ ભાગીશ દુઃખ હું તાહરૂ, જ્યાં સુધી ઘટમાં પ્રાણ; સત વચન છે માહારૂ, તું સાંભળ ચતુરસુજાણ. ૫ વચન આપ્યુ તે લીધું કર મોઝાર; પછે કરજોડીને બોલીઓ, તે રૂપા રાજકુમાર. ૬ સીરકસ્તાનનો રાજીઓ, તેહ તણો હું તન; ગુલબંકાવળી જોવા તણી, ઇચ્છા માહારે મન. ૭ રાજપાટ સરવે તજી, નીકળ્યો છું હું આહાર; ફરતો ફરતો આવીઓ, તમો તણા ઘરબાર. ૮ હવે રજા આપો મુજને, તો ઝાલું મારગ સીધ; તમો સમ ખાધા મુજ આગળે, વચન આપુ મુજ નીધ. વીગત વાત માંડી કહી, બેટો તમારી સામ; વચન પાળો તમ તણું, સમ કરો પરમાણ ૧૦ એવાં વચન શ્રવણે સુણી, રાક્ષસ થયો મનરંગ; કરમે કર અરકાડીઓ, બોલ્યો નેગે સંગ.

ચોપાઇ.—બોલ્યો રાક્ષસ મુખથી વાણ સાંભળ માનવી ચતુરસુજાણ; તે ફુલ કાંઇ રસતામાં નથી, સાચી વારતા કહુછું કથી. બંકાવળી નામેં પરી છે સહી તેની વાડીમાં એકજ ફુલ, ત્રણી ભુવન ને વસ્તુ અમુલ્ય. તેની રક્ષા કરવા રહુછું હું, સત્ય કરીને માગુજે તું. અઢાર હજાર હું સરખા સેનાપતી. તેની સેનાની શુ કહું ગતી; એકએક બાસઠ ચોકી જાણ, એક અઢાર હજાર નીરવાણ તમો કેઇ પેરે જાશો તહીં, મુજને ચીંતા થશે અહીં: તેના બાપનુ બહુ છે સેન, ત્યાં તમો જાશોજી કેમ. નારીગી જવાએ નહી, માટે તમો ત્યાં

જાશો નહી; સઊ રાક્ષસ રક્ષા કરે, પવન સરખો નવ સંચરે. જમીનપર ચોકી વીંછુને નાગ, ગગને સ્ત્રી પરીની જાત; ફરતો કોટ રાક્ષસનો તહીં, દેવતા થકી જવાય નહીં ચંદ્ર સુરજની દ્રષ્ટી નવ જાય, તે ફુલ તુજથી કેમ લેવાય; પ્રથમ ચોકી માહારી સહી, માહરી નજરે દીઠુ નહી. તે કેમ આવશે તાહારે હાથ, રાક્ષસ દુઃખ ધરે મન સાથ; હવે વચન માહારૂં મીથ્યા જશે, એ કારજ કેઇ પેરે થશે. તેં તો ગુણ કીધો છે અપાર, અમરત વસ્તુ કરાવી અહાર. મારૂ વચન જો મીથ્યા થાય ધીકકાર પડ્યો હમારી કાય; ધીકાર પડજો જાય વચન, ઘણું પસ્તાઊછું મારે મન. જીવ જવા સુધી કરવાનો કાજ, બાહે ગ્રહાની રાખવી લાજ; ભક્ષણ ભોજન કરોની તમો, એક રાક્ષસ તેડી આણીયે અમો. એવાં વચન રાક્ષસનાં શુણી, રસોઇ સીધ કરી ચોગણી; ચાર ઘડીમાં કરી તઇયાર, ચતુર નરને શાની વાર. પોતાની વાણી એ કરયો પોકાર, એક રાક્ષસ આવ્યો તે ઠાર. જુહાર કરીને ઊભો સાર, વાત કરવા લાગ્યો તે ઠાર; રાજકુંવરને દીઠો જેટલે, રાક્ષસ મુખ બોલ્યો તેટલે. એ માનવ રૂપ કયાંથી લાવીયા, એ ઉપર કેમ રાખી દયા; ઘણી સકોમળ તેની દેહ, મન તણો ભાગો સંદેહ. કેમ રાખોછો હેતજ ધરી, એવી વાણી તેણે આચરી.

દોહરો.—એવાં વચન તેનાં સુણી, બોલ્યો મીત્ર વચન, એ દેવ થકી અધીક છે, મેંતો આપ્યુ સત વચન. ૧ એના ગુણનો પારજ નથી, એણે આપીઓ અમરત અહાર; પુત્ર કરતાં અદકો ઘણો, સુણો મીત્ર આ ઠાર. ૨ મરતુ લોકના માનવી એની શોભાનો નહી પાર; બીજા ગુણ એમાં ઘણા, શા મુખે કહુ વીસતાર. ૩

નીમકહરામ હું થયો, એણે ભાગી મારી ભુખ; શું એ શીગણુ થઇશુ અમો, એ નરને મોહોટું દુખ. ૪ માટે તેડયા મેં તમો, બેશોની આ ઠાર; ખાનપાન કરીએ સહી, પછી કરીએ એક વીચાર. ૫ બેઉ જણા બેઠા સહી, ત્રીજો માનવી સાથ; મુકયાં ભોજન મુખ આગળે, આણી મન ઉલાસ. ૬ સાત વાનાની સુખડી, બીજુ સાહીત અપાર; મુખ આગળ સહુ મુકીયુ, તે કરવા બેઠા આહાર. ૭ અમરત વસ્તુ મુખમાં ધરી, ઘણા શોભતા સાર; તેમ તેમ રાક્ષસ રીજીઆ, આણી મનમાં વહાલ. ૮ ધન માનવ તારી બુધ્ધને તરપત કરયુ મુજ મન; શું દુઃખ છે તારી કાયને, કહે મુખે સત વચન. ૯ જે વસ્તુ ખાધામાં નહી, તેનો ચખાડયો સ્વાદ; તુ કહે તે કરીએ અમે, મનમાં આણી ઉલાસ. ૧૦ ત્યારે પાહાડ મુખ આચરયો, એને છે મોટું દુખ; તેતો કામ થવાનું નથી, એવું બોલે છે મુખ. ૧૧ ગુલબંકાવળી જોવા તણી, ઇચ્છા છે એને મન; તે કારણ વનમાં ભમે, તું સાંભળ મીત્ર વચન. ૧૨ માહારે શરણે એ આવીયો, કરાવ્યા અમરત અહાર; નીરાશ થઇ જાશે સહી, તો ધીક આપણો અવતાર. ૧૩ માટે તેડયો, કંઇ પેરે થાય એનુ કામ; મનોરથ પોહાચે એહનો, તો થાય આપણુ નામ.

ચોપાઇ.—એવાં વચન પાહાડનાં શુણી, તેના મીત્રે વાણી ભણી; એ વાતની ચીંતા નહી, એનું કામ થવાનું સહી મોકલું માહારી ભગનીની પાસ, તે પુરવાએની આશ; ઘણી ફોજ છે સરવથી, રાક્ષી વીધાનો પારજ નથી. પ્રથમ ચોકી તેની સહી, તે નીસ્ચે કામ કરવાની લહી; એમ વીચારયુ મન મોઝાર, કાગળ એ

ક લખ્યો તત્કાળ. ઘણી વીનતી તેમાં લખી, તેડયો એ ક રાક્ષસ મુખી; જે ફરમાવો તે હું કરૂં, કહો આજ્ઞા તો મુસ્તક ધરૂ. તે રાક્ષસ બોલ્યો તે ઠાર, માહારી બેહેન અબોલા સાર; તેની પાસે જવાનો સહી, આ માણસને સાથે લઇ; પ્રથમ જઇને આશીશ કરો, પછી એના ખોળામાં ધરો. તાહારા માત તણા એ પ્રાણ, નીસ્ચે માનજો સાચી વાણ; જીવ થકી કરજો જતન, જાણે પેટ તણા મુજ તન. જતન કરી એને રાખજે, એની આશા પુરી પાડજો, મુખ જુબાની એવી કહી, વળી કાગળ કર આપ્યો લઇ. ફુલની પેરે જાળવજે તું, નહીતો મારી નાંખીશ હું; પરતીઉત્તર પાછો લાવજો, ચાર ઘડીમાં પાછા આવજો. વળતા વાર લાગશે આ ઠાર, મારી નાંખીશ આણી વાર; તે સેવકે નામ્યું શીશ, ઉઠયો તે વેળા તે દીશ. એક હાથપર બેસાડયા જાણ, બીજે કર ઢાંકી નીરવાણ; ગગન મારગે ચાલ્યા વહી, ચાર ઘડીમાં પહોચ્યા સહી. અબોલા બેઠી હતી મુકામ, ઘણી શોભા છે તેણે ઠામ; [illegible] અનુચર હરખી નાર, તેને જોઇને કરયો જુહાર. મુખ જુબાની સઘળી કહી, ખોળા મધે મુકયો લઇ જોઇ મુખને હરખ્યા મન, ધન ધનરે આજનો દન. જાણે પ્રગટયો દીનકર સુર, એવું તે માનવનું નુર; અબોલા બોલી તે ઠામ, મારા ભાઇને કહેજો પ્રણામ. તમે મોકલ્યો તે મહારો પ્રાણ, નીસ્ચે કરી ભાઇ તુ મનમાં જાણ; અનુચર ત્યાંથી પળ્યો, આવી તે રાક્ષસને મળ્યો. આવી હકીકત સરવે કહી, તે રાક્ષસ હરખ્યો તહીં.

દોહરો.—અબોલાએ મન વીચારીયુ, માનવ આવીયો મુજ પાસ; માહારા ભાઇએ મોકલ્યો, તેની કરવી

બરદાશ ૧ એ પુત્ર છે કોઇ રાજા તણો, આવી ચડયો હશે ત્યાંય; એ બત્રીશ લક્ષણો સહી, શું કરવું હવે આંય. પુત્રી માહારી મોટી થઈ, જેનુ મેમુંદા નામ; તેની સાથે પરણાવું અમો, તો થાય માહારૂં કામ. એવું મન વીચારી કરી, બોલાવી મેમુંદા નાર; તેડાંવીને કહ્યું સહી, તુને પરણાવું આ વાર ત્યારે મેમુદાએ વાણી કહી, હું ખુશી થઇ અપાર; તમો અને કયાંથી લાવીયા સાચુ કહો આ ઠાર.

ચોપાઇ.—શીકાર રમવા ગઇતી બકાર, તાંહાંથી લાવી રાજકુંમાર; અચરજ મનો થઇને રહી, પછે તેણે વાણી કરી. માતાજી પરણાવો મુને, એનો સાચું કહું-છું તુને; માતાએ પરણાવી તે સાથ, પછે રાજા સાથે કીધી વાત. એકાંત જગા પોતાની સહી, તેના ભરથારને તેડી ગઈ; પછે કરજોડીને બોલી નાર, તમે વીગત વાત કહો ભરથાર. રાજકુંવર પછે બોલ્યો તહીં, મારી વીગત કહુછું અહીં; સમ દીધા માટે કહુછુ અમો, પુછોછો તો સુણજો તમો. હું છું રાજા કેરા પુત્ર, બાળપણમાં મેહેલુ ઘર સુત્ર; ગુલબંકાવલી જોવાનુ મન, તે કારણ નિકળ્યો હું વન મબવી કેરી કહાડયો પાર, ફરતો ફરતો આવ્યો આ ઠાર; એક રાક્ષસ શુ મીત્રઇ થઇ, તેણે મોકલી દીધો અહી. અબોલા હરખી મન સાથ, તેણે મેહેલ આપ્યો સાર; તુને પરણાવી આપી કરગરી, મુખ થકી વાણી ઓચરી સુખ ભોગવે નરને નાર, વઇભવ ભોગવે અપરમપાર; જોઉ ફુલ તો ભાગે ભુખ, ત્યાર પછી ભોગવયુ સુખ. પરમેશ્વરે મેળવ્યો જોગ, પણ નવ પહોત્યા મનના કોડ; બંકાવલી ફુલ જોવું એકવાર, તેતો સફલ મારો અવતાર નહી તો હું

રેહેવાનો નથી, સાચી વાત તો કહુછુ કથી; એવાં તેં નરનાં સુણી વચન. પ્રસન થયું વીનતાનું મન. એ વાતની ચીંતા નથી. ગુલબંકાવલી દેખાડીશ સરવથી; એ અબોલા માતા મુજે જાણ, તે કહાડે છે મુજપર પ્રાણ. મારૂ વચન મીથ્યા નવ કરે, મેર કહુ તો નીસ્ચે મરે; જીવ એકને જુજવો દેહ, માહારા ઉપર રાખે છે નેહ. બળ તણો કાંઈ ખારજ નથી, તેથી કામ થશે સરવથી; ભેદ પરપંચ કરશે તે ઠાર, માટે જઈએ ચાલો ભરથાર. એવાં વીનતાનાં સુણી વચન, રાજકુંવર હરખ્યો મન. નરનારી આવ્યાં ત્યાંય, અબોલાને લાગ્યાં પાય. દીઠાં નરનારીનાં મુખ, થઈ રાક્ષણી પામી સુખ. ખોળામાં બેસાડી નરનાર, મુખથકી બોલ્યા તે ઠાર; શુછે નરનારીને દુખ, બન્યોનાં ઉતરી ગયાં મુખ. ખાવા પીવાની નથી, કેમ દુઃખ ધરો સરવથી; એવાં વચન સુણી તે જાગ, કુંવરી લાગી માતાને પાય.

દોહરો.—માતાજી સુણો મુજ વીનતી, મારા સ્વામીને દુખ; નીસાસા નાંખે ઘણા, નથી ભોગવતા સુખ. ૧ ખાવું નહી પીવું નહી, હાશવીનોદ કે વાત; સંસારનું સરવે તજી, ઝુરે દીવસ ને રાત. ૨ માહારે કાજ તમો લાવીયા, સ્વામી ચતુરસુજાણ; આશા નવ પપોંચી માહારી, કરમે કીધી હાણ. ૩ ઘણી વીનતી મે કરી, ચારે બોલ્યા વાણ; ગુલબંકાવળી જોઊં, નહીં તો જાશે મારા પ્રાણ. ૪ અબોલાએ ચાંપ્યો રૂદે, હાથ ફેરવ્યો શીશ; ચિંતા તજરે દીકરા, કરીસ તુજને બક્ષીસ. ૫ બાગ દેખાડીશ એહનો. એમ બોલી તે મુખ; ચિંતા તજ દીકરા, કરીશ તુજને સુખ. ૬ ત્યાં ફરતી ચોકી રાક્ષસની, ગગને પરી અતુલ્ય; આંખમાં

ધુળ નાંખી સરવને, દેખાડીશ એનું ફુલ. ૭ સત્ય વ-
ચન છે માહરૂ, કરવુ મારે કામ; ફુલ દેખાડુ નજરે ક-
રી, તો અબોલા મારૂ નામ. ૮

ચોપાઇ—એમ કહીને મનાવ્યુ મન, નર નારીનું હ
રખ્યું વદન; ખાનપાન કરાવોની જઇ, તેડુ ત્યારે આવ
આવજો અહીં. ગયા મુકામે નરને નાર, અબોલાએ મ
ન કરયો વિચાર; એ નરનારીને થાશે સુખ, દેખાડુ ફુ
લ તો જાએ દુખ. વિચાર એમ કરયો તે ઠાર, તેડયા
રાક્ષસ એક હજાર; આવો કરીને નમાવ્યુ શીશ, જે ક
હો તે કરીએ આ દીશ. આબોલા કહે એક કામ, ઊંદ
રનાં રૂપ ધરો આ ઠામ; સળંગ મુકો આણે ઠાર, જાય
ગુલબંકાવળી મેહેલ મોઝાર; ચોકી વાળા કોઇ જાણે
નહીં, એ રીતે કામ કરવુ સહી; તે રાક્ષસે વચન ચડા
વ્યું શીશ, એમ કહી ચાલ્યા તે દીશ. ઊંદર કેરાં રૂપ
જ ધરયા, સળંગ પાડવાને પરવરયા; રાક્ષણ વિદ્યા તે
ને શી વાર, ક્ષણુ માત્રમાં પાડયા પહાડ. તે વાડીમાં પ-
ડયુ દ્વાર, પાછા ફરી આવ્યા તે ઠાર; અબોલાને કરયો
જુહાર, સીદ્ધ કામ કરયું ને વાર. એવાં વચન રાક્ષસ
નાં સુણી ખુશાલી વાધો મનમાં ઘણી; જાઓ જંગલ
માં ફરતા ફરો, ભક્ષ ભોજન મન ગમતાં કરો. એમ ક
હી આપી રજાય, સહુ સહુના મુકામે જાય; પછે રાજકુ
વર તેડાવ્યો જાણ, મુખથકી તે બોલ્યા વાણ. ગુલબંકા
વલી દેખાડુ આજ, કરૂ તારા મનનાં કાજ; આ સળંગ
માંથી જાઓ તહીં દુરથી જોઇને આવે અહીં. કરશો લો
ભ તો થાશે ઘાત, નક્કી માનજો સાચી વાત; કદાપી કો
ઇની પડશે દ્રષ્ટ, તોતો ઘણુ ભોગવશો કષ્ટ. મેં જીવ મ
યાનું કરયુ છે કામ, ચેતાવુછુ આણે ઠામ; એમ કહી

તેડાવ્યા દાસ, તતક્ષણ આવી ઉભા પાસ. આ માણસ ને લઈ કરી, દેખાડો વાડી નજરે ભરી; સળંગમાંથી ન વ કહાડશો બાહાર, ઉભા રહેજો જ્યાં ઘરનું દ્વાર. જો વાંકો થશે એનો વાળ, તોતે આણીશ તમારો કાળ; જ તન કરી દેખાડો જઇ, પાછા તેડી લાવજો અહી. એમ કહી વળાવ્યો રાય, લઇ ચાલ્યા સળંગની માંય; જે ઠેકાણે પાડેલું દ્વાર, ચાર ઘડીમાં આવ્યા તે ઠાર.

દોહરો.—દ્વારને મુખ આવી કરી, બોલ્યો અનુચર વાત; ગુલબંકાવલીનો બાગજ સહી, જુઓની તમે ભ્રાત ૧ ન્યાળીને જોયુ તહી, જાણે ઉદેકાર ઉદ્યોત; ઇંદ્રપુરી કોણ માત્ર, એવુ દેખાય જાકમજોત. ૨ રાક્ષસ સાથે બોલીઓ, જાવા દે મુજને બહાર; જોઉ ચરચા બહાર જઇ, પાછો આવીશું ચાકાર. ૩ નહીતોખા તું મુજને, નહીતો ખોઇશ પ્રાણ; જોયા વીના નવ રહુ, સાચી મા ન મુખ વાણ. ૪ જેમ દીપકમાં પડે પતંગીઓ, તેમ પ ડવા માંડ્યુ બહાર; રાક્ષસે ઝાલી કરી, લીધો સળંગ મોઝાર. ૫ અરે મુરખ તુ માનવી, એ શું કરેછે કામ; જીવ જશે એક પલકમાં, ખોઇશ મહારૂ નામ. ૬ જક્ષ કે વળી રાક્ષસી, કોઇ દેખશે તારી કાય; ભક્ષ કરી જાશે તુને તેનો શો ઉપાય. ૭ અબોલાએ મુજને સોપીયો, હું શું કરૂ આ ઠાર; બુદ્ધી ભ્રષ્ટ તુ કેમ થયો, મનમાં કરનો વિચાર. ૮ એવાં વચન તેનાં સુણી બોલ્યો તે મુખે વ ચન; નવ જવા દે મુજને, તો પાડીશ મારૂ તન. ૯ જી ભ ખેચી કહાડીને મરૂ, કે મારીશ પેટ કટાર; જોયા વી ના જવાનો નથી, માહારે મરવુ એકજ વાર. ૧૦ રાક્ષ સે મન વિચારયુ, આવી પડી મુજ શીશ; જે બનશે તે ખરી, આપી રજા તેદીસ ૧૧ તુજ કારણ મરશુ અ-

મો, શું મુખ દેખાડીશું ત્યાંય; લખી હશે તે થશે, જે મુજ કીસમત માંય; ૧૨

ચોપાઇ.—એમ કહી આપી રજાય, પેઠો કુવર તે બાગની માંય; જીવ ગયેથી નવ ડરે, મન ચીંતવ્યું તે તો કરે; સુવરણ તણી છે પ્રથવી તહીં, જરા રજને કચરો નહીં; પુષ્પ ઝાડ તો અપરમપાર, કવી કહે શું કરૂ વિસ્તાર. દેવતાઇ ઝાડ દેવતાઇ ફુલ, શોભા ચીંતામણી સમતુલ્ય; ઘણાં વ્રક્ષ તે શોભા માન,સરોવર શરખી શોભા જાણ. કોઇ રૂપા સરખા સહી, તેની શોભાના પારજ નહીં, કોઇ વૃક્ષે તારા સરીખાં ફુલ, વણુ તેજ ઝળકે અમુલ્ય. કોઇ ઝાડ ઉપર મોતીની ઝુલ,શોભા ચીંતામણી સમતુલ્ય; કોઇ ઝાડ લીલમનાં સહી, તેના સામું તો જેવાય નહીં. કોઇ ઝાડ જાણે હીરાની જેત,ફળ જાણે ઉદેકાર ઉદ્યોત, કોઇ ઝાડ શોભે બહુ સાર ફળ જાણે રતન જળકાટ. મેવા કેરા પારજ નથી, એ દેવતાને દુરલભ સરવથી; પુષ્પ સુઘડ તેનો નહી પાર જેતા ચાલ્યો રાજકુમાર જેતો જેતો ચલ્યો જાય આનંદ તેને અંગ ન માય; દીઠો દરવજે તે ઠાર, સોનાના થંભ રૂપાનાં દ્વાર રત્ન જડીત્ર તણાં છે કામ, ઘણી શોભા દીઠી તે ઠામ; બારી ઉઘાડી દીઠી તહીં, તે મધેથી આલ્યો વહી કીધું પરમેશ્વરનું થશે, જેઉ આગળ બીજુ શું હશે; એમ વીચારી મુકયો પાગ, વળી આગળ ચાલ્યો જેઇ લાગ. દીઠો ત્યાં એક સુંદર મેહેલ, તે આગળ સ્વર્ગપુરી સેહેલ; અમરાપુરી શીવપુરી કેરો ઠાઠ, વઇકુંઠપુરીથી સુંદર વાટ. દેવતાઇ કામ વીશ્વકર્માએ કીધ, ઘણી રચના વીધવીધ; જાણે કેટી ઉગ્યા ભાણ. એવો મેહેલ શોભે નીરવાણ. ગુલબંકાવળી હોજમાં સાર, ફુંવારા છુટે સેહે

સતર ધાર; તેની પાસે સુંદર તલાવ, પાળ તેની રત્ન જડાવ. તે મધે એક સુંદર ફુલ, શોભા ચીંતામણી સમતુલ; લાખ પાંખડી ખીલી રહી, તેની શોભાનો પારજ નહીં. ગુલબંકાવળી તેનું નામ, કુંવરે નીશ્ચય કીધો આમ; એ શીવાય બીજી નથી, સીદ્ધ કામ થયુ સરવથી. વસ્ત્ર ઉતારયાં તેની વાર, પડયો જળમાં ન લાગી વાર; તોડયુ ફુલ તે જતન કરી, આવ્યો બહાર તે જળમાં તરી. વસ્ત્ર પોતે પરીધાનજ કીધ, પુષ્પ કેડમાં બાંધી લીધ; પછી તે મનમાં કરયો વિચાર, હવે મેહેલ જોવુ તે ઠાર. એવું પોતે વીચાર્યુ મન, કામ મારૂ થયું તે ધન્ય; મારા પીતા તે દેખતા થશે, ચડયુ કલંક તે ઉતરી જશે. પ્રભુ રાખ્યો તેં મારો ધરમ, મન થયુ મહારૂં પ્રસન્ન; ધન્ય રાક્ષસ ધન્ય અબોલા નાર, મહારૂ કાજ ઉતારયું પાર.

દોહરો.—જોઉ ચરચા સઉ મેહેલની, એમ વીચારયુ મન; નીરભે થઇને પરવરયો, ત્યાંથી તે ભોવન ૧ ચાલ્યો મેહેલમાં ચતુર નર, મહા શોભા અપરમપાર; દેવ કામ ઝળકી રહ્યા, તેનો કહુ વીસ્તાર. ૨ બારણાં બારશાખને બારીઓ, જારી અટારી માળ; સોવર્ણ સ્થભ ઝળકી રહ્યા, ચીત્ર વીચીત્ર વીશાળ. ૩ કામ છે આરસ પહાણનું, જાણે જળહળ જ્યોત; દીવસ રાત જણાય નહીં ઉદેકાર ઉદ્યોત. ૪ કવી કહે શુ વરણવુ, મેહેલ સુંદર તે ઠાર; ત્રણ લોકમાં શોભા નથી, કેટલો કરૂ વીસ્તાર. ૫ પુરવજન્મ સાંચે કરી, રાજકુંવર તાંહાં જાય; લખીત વાત મટે નહીં, ભાગ્યે લખ્યું તે થાય. ૬ જોતો જોતો સત્રળે ફરે, નથી ડરતો મન માંય; જુવે છે રચના અતી ઘણી, નીરભે છે રાજન. ૭ પશુ પંખી

કે માનવી, નથી નરને નાર; આવી રચના કોને કરી, એમ કરે વીચાર, એમ વીચારી તે ચાલીઓ, ચાલ્યો સાતમે માળ; રચના છે અતી ઘણી, તરેહ તરેહના ખ્યાલ; પુષ્પ નાના પ્રકારનાં, સુગંધના નહીં પાર. હીંડોળો હીરે જડયો, ત્યાં સુતી એક નાર. ૧૦ જાણે શશી ઝળકી રહ્યો, રંભા કુળ અવતાર; જાણું ચમકે વીજળી, આઠ્યો માસ અષાડ. ૧૧ તેજ ઘણું તે નારનું, વાગ્યુ મોહનું બાણ; આંખે તમર આવીયાં, જોતાં નીરખ્યો ભાણ. ૧૨ મુરછા ખાઇ અવની પડયો, જાણે સુતો સેજ; વીનતા કાંઇ નથી જાણતી, ભર નીંદ્રામાં છેજ.

ચોપાઇ.—હીમ્મત રાખી ઉભો સહી, વીનતાની સોભા શી તહીં, છુટી વેણ કુચપર લપટાય, જાણે મણીધરની સોભાય. જોઇ થયો મન ભંગ, તેથી અદકો અધરનો રંગ; ઝાંખી પડે તારા જોત, તેથી દંત ઝળકે ઉદ્યોત. ભ્રગ અણી ભ્રકુટી બાળ, મુખ કમળથી શોભા વીશાળ; કુચ સ્થળની ઉપમા ઘણી, જાણે શોભા નારંગી તણી. કદળી લજ્યા પામીને રહી, તેથી જંઘા નાજુક છે સહી; ગુલાબ જોઈ લાગ્યો દાઘ, તેથી પગની પાની લાલ. આભુષણ તણો નહી પાર, જોતાં ત્રપ્ત થયો રાજકુમાર; નખ શીખથી નરખી છે નારનીસાસા મુકયા તેણીવર. કયાંથી પોચે મનના કોડ, ત્રણ લોકમાં નહીં વીનતાની જોડ. કયાંથી ભાગ્ય મારૂ ફળે, એવી નાર કેમ મુજને મળે; કદાચને જાગી ઉઠશે, કરે ક્રોધ તો જીવજ જશે. હું આવ્યો તે શું જાણશે નાર, માટે નીશાની મુકુ આ ઠાર. એમ વિચારી ગયો તેણી ભણી, વીંટી કહાડી સ્ત્રી તણી; પોતા કેરી ઘાલી સહી, તેની શોભા નવ જાએ કહી. છબી તેમાં પોતાની સાર,

જેવુ રૂપ તેવો આકાર; વીંટી તેમાં પોતાનું રૂપ, અદ
લા બદલી કરી ચાલ્યો તે ભુપ. આવ્યો જ્યાંહા મહા
મુકામ. રાક્ષસે મનમાં કરયો વીચાર; કેમ લાગી આવ-
ડી વાર, એટલે આવ્યો રાજકુમાર, રાક્ષસ હરખ્યો ત-
ને ઠાર. દીઠો માનવી હરખ્યું મન, ઊચકીને ચાલ્યો
તે વન; અબોલા આગળ મુક્યો જઇ, ઘણી ખુશાલી
મનમાં થઇ. હસી મુખે બોલી વાણ, સુણો માનવી ચ
તુરસુજાણ; ગુલબંકાવલી જોયે બાગ, એવાં વચન
બોલી તે જાગ. શાતાઇ તમારી કીરપા સાથ, આશા
પુરી થઇ મુજ નાથ; હરખ્યું અબોલા કેરૂ મન, તેડા-
વ્યા રાક્ષસ તેણે દન. જાઓ બાગ પુરો આ કામ, ન
હીતો જશે આપણું નામ; બરાબર બાંધીને ફેરો, ગઢ
સુખે ફરતાં ફેરો. રાક્ષસ ચીઠા તેને શી વાર. પ્રુથ્વીમાં
મુકી બેગની તે વાર; કરી મોજ તેઓ નરને નાર,
વહાલમ ભોગવ્યો અપરમપાર. તે સ્ત્રીને આપ્યું સુખ,
ગયું તે વીનતાનું દુઃખ.

દોહરો.—મનના મનોરથ પુરા થયા, ખુશાલી વા-
ધી અપાર; બેઉ નરને નાર સુખે માણ્યા, કીધો વાત
વીસાર. ૧ ઘણી સુઘડ, તે સુંદરી, રૂપે રતી સરીખી
કાય; તેના શોભા ચોગણી, રૂપે સુંદર રાય. ૨ જુગતે
જોડુ નર નારનું, કરે વીનોદ ને રંગ; વલ્લભ ભોગવે
ઇંદ્રના આણંદ બેઉને અંગ. ૩ પ્રાતઃકાળે ઉઠી કરી,
જાય અબોલા પાસ; દેખીને રીઝે ઘણું, પામે મન હુ-
લાસ. ૪ ખોળામાં બેસાડે લઇ, ડાબા જમણી નરનાર;
જોઇ મુખ નરનારનુ, હરખે અપરમપાર. ૫ જે જોઇએ
તે હાજર કરે, કશી વાતે નહીં દુઃખ; ખાય પીએ રંગે
રમે, સદા ખુશાલી મુખ. ૬ એક સમે તે બોલીયો, વી

નતા પ્રત્યે વચન; માત પીતાને મળીએ જઇ, જો માને તાહારૂ મન. ૭ તારા સજનને હું મળયો, તું પુરાણ મળે પરીવાર; રાજપાટ જઇને કીજીએ, ત્યારે સફળ થાય અવતાર ૮ રાજપાટ ભોગવ્યા તણી, ઇચ્છાછે મનમાંય; વીજોગ ટળે વહાલા તણો એમ મુખથી બોલ્યા રાય. મુવે છુટવાના નથી, કરમે કીધી હાણ; મનના મનોરથ ક્યાં પોચશે, કાળા શ્રનની ખાણ. ૧૦ એવાં વચન શ્રવણે સુણિ, મેમુદા બોલી વચન; ચીંતા મનની પરહરો શીદ ધરો દુઃખ મન. ૧૧ ખુશી થયો તે રાજવી, કીધો ભોગ વીલાસ; રજની વીતી રંગમાં, થયો તે પ્રાતુ સકાળ. ૧૨ અસ્નાન દાન ભોજન કરી, સજ્યા સોળ શણગાર;નરનારિ બેઉ આવીયાં, અબોલા બેઠી ઠાર.

ચોપાઇ.—દીઠિ નરનારીની દેહ, અબોલાને લાગ્યો નેહ; ખોળામાં બેસાડી જોડ, દીઠુ મુખને પામી કોડ. ઘણી કાન્તી છે રૂપ વિશાળ, આવ્યુ રાક્ષણીને વહાલ; દીપ વસ્ત્ર શણગાર સોળ, ચંદ્રવદની મુખ રાતા તબોળ.જાણે ઇંદ્રાણીનાં રૂપ, ગગનથી અવતરીયો ભુપ; તેવી શોભા નરની થઇ, ઘણી રાક્ષણી મનમાં મોહી. માગો માગો નરને નાર, જે માગો તે આપુ આ ઠાર; વચન તમારૂ મીથ્યા નવ કરૂ, જે માગો તે હાજર ધરૂ, ચંદ્ર સુરજને માગો તમો, તો તે આણી અમો; ઘણુ મન આવ્યુ છે વહાલ, માગો તે આપુ તત્કાળ. તે વારે મેમુદા બોલી વચન, હસી કરીને તે દન; માતા માગતાં આવ્યાં નરનાર, વચન આપો તો માગુ આ ઠાર સત્ય વચન આપો કર ધરી, જે માગો તે આપુ દીકરી રખે શરમાતાં નરને નાર, ઇચ્છા હોય તે માગો આ ઠાર. એવાં વચન અબોલાનાં સુણી, મેમુદાએ વાણી

ભણી; અમો નરનારી કેરી જોડ, માતપીતા મળવાનો કોડ. કુટુંબ પરીવારનાં જોઇએ મુખ, તો તો થાય મા તાજી સુખ; મુજ સ્વામી જુરે રાતને દન, માતપીતા મળવાનુ મન. માટે રજા જો આપો માય, તો તે કુટું-બ મેળાવો થાય; એવાં વચન બોલી તે વાણ, ત્યારે અબોલાએ શીર મેલ્યો હાથ. મુજને વચને બાંધી કરી એ શું વાણી મુખે ઓચરી; કેમ વાળીશ મહારૂ મન, કેઇ પેરે જશે માહારા દન તારો વાંક નથી લગાર, તારા સ્વામીએ શીખવ્યુ આ કાર; મેં તો એને સોંપી તુને, એણે દગો દીધો મુને વચન માહારૂં મીથ્યા ન કરૂ તારે વીજોગે નીચ્ચે મરૂ; એમ કહી રાક્ષસી રહી ત્યારે કન્યા બોલી તહી. માતાજી હુતો તારી બાળ, બાળપણાથી રાખો ક્રો વહાલ વસ્ત્ર આભુષણને પાન, શોળ વરસની નીદાન. સુંદર સ્વામી પરણાવ્યો મુને, સઘળો આરોગ્યો વીત્યો તુને; હવે સફળ જનમારો મારો થાય, જો વસ્તીમાં જઇએ માય.

દોહરો.-- એવાં વચન કુવરિનાં સુણી હરખી અબોલા મન; જાઓ નરને નારી તમો મળો કુટુંબ સાજન. ૧ વસ્ત્ર આભુષણ આપીયાં, સણગાર આપ્યા બહુ ત્યાહ; જુવે મુખ નરનારનું, રાણી રીજી મનમાંહ એકેક વાળ પત્રા આપીયો પોતાના શરીરનો જેહ; કદાપી દુઃખ તમે પામશો, હું જાણીશ માહારી દેહ ૩ અગનો ઉપર તમો બાળજો. કદી પડે કાંઇ દુઃખ તે વેળા જાણ મુજને થશે એમ આવીને કરશુ સુખ લહાર હજાર રાખશ લઇ, આવી પહોંચીશ હું ત્યાંય; તારા દુસમનનો પરાજય કરીશ, નીસ્ચે જાણો મન માંય. ૫ એમ કહી વળી તહી ત્યાં, બે રાક્ષસ તેણીવાર; આવીને ઉભા

રહ્યા કરયા દંડ જુહાર ૬ આ નરનારીને લેઇ કરી. ઉડો ગગન મોઝાર; એ કહે ત્યાં મુકો જઇ પાછા આવજો આ ઠાર. ૮ કદાપી એ દુઃખ પામશે વાંકો થાશે વાળ; તો તો મારી નાંખીશુ, આણી બેઉનો કાળ, પત્ર લખાવી લાવજો, એમના હાથના અહીં; એમ કહીને વીદાય કરયા, રાક્ષસને સઉતહી. ૧૦ રાક્ષસ વાટે વીનવે ભાઇ. કીયુ તમારૂ ગામ; ત્યાં જઇ ઉતારીએ, એમ બોલ્યા કરિ પ્રણામ. ૧૧ રાજકુંવર ત્યારે બોલીઆ, ફરદ શેહેર મોઝાર; ત્યાં જઇ મુકો મુને તો પહોચે મનની આશ. ૧૨ ચાર ઘડીમાં મુકીશુ, એમ કહીને ઉડી જાય; આવી પહોંચ્યા પલકમાં, જ્યાં લાખીને ત્યાંય- ૧૩ ને શેહેર સમીપે જઇ રહ્યા, દીઠા મેહેલ અવાસ, કીયો મેહેલ છે તમ તણો, ઓળખો આણી ઉલ્લાસ. ૧૪ નવ ટુંકા મેહેલ છે લાખી તણા, ઓળખ્યો નેણે ઠામ; રાજકુવરે દેખાડીઆ, ઉતરયાં તરત તે ઠાર. ૧૫ નરનારીને મુકીયાં, મેલીયાં મેહેલની માંહ; રાક્ષસ બેઠા બારણે, નવ ઓળખે તેને ત્યાંય;

ચોપાઇ.--બેઉ ગયા મેહેલની માંય, લાખી ગુણકા બેઠી ત્યાંય; દીઠુ રાજકુંવરનું મુખ, ગયુ દોહલું તેહનું દુઃખ જાણે અંધ પામ્યો લોચન, તેવી ખુશાલી વાધી મન; દંડવત કરી નામ્યુ શીશ, સફળ જન્મ થયો આ દીસ. મોતીના થાળે વધાવીકરી ઓવારણાં લીધાં સુંદરી પછે સજ્યા સોળે શણગાર, આવીને પાસે બેઠી નાર વીગત વાત પુછી તે ઠાર સંક્ષેપે કહે વીસ્તાર; લાવોપુષ્પ અલો નાર, એ પણ છે રાજાની કુમાર. લાખી તે વારે રાજી મન, રાજકન્યા શું બોલી વચન; આપણુ બન્ને સહીયર થયાં દુઃખ દોહલાં સઘળાં ગયાં. ખાશુ પીશુ ને રેહેશુ પાસ પ્રભુએ પુરી મનની આશ; મ

ળી ભેડી રહી બેઉ પાસ, રાજકુવર ગયો જ્યાં દાસ. કાગળ લખીને આપ્યો તહી, દેશ હમારે પોચ્યા સહી; કશી વાતે દુઃખ પામ્યા નહી એમ લખી આપ્યુ સરવથી માગી શીખને નીકળ્યા સહી, અબોલાને જઇ મળ્યા તહી; મુખ જુબાની સઘળી કહી, કાગળ કરમાં આપ્યો લઇ એ વાત તો અહીંથી રહી રાજકુવર શુ કરે છે તહી; હાવ વીનોદ ને કરે વીલાસ, ડાબા જમણી બન્યો પાસ સાત દીવસ રહી તે ઠાર લાખીશુ બોલ્યો તે વાર. સીરકસ્તાન જાશુ સરવથી અહિયાં રહ્યાની કાંઇ શોભા નથિ; મુજ પીતાનું કરવુ કામ દેખે આંખે તો થાયે મુજ નામમાટે તઇયારી કરવિ સહી પાણી પીવાને રેહેવુ નહી;લાખીએ વચન ચડાવ્યું શીશ ઉઠી તે વેળા તે દિશ. માલ ખજાનો ધન ભંડાર ચડાવ્યુ સરવે વાહાણ મોજાર સીરકસ્તાન જાવા તઇયાર, સામાન સરવે કહાડયો બહાર રાજકુંવરિ બેઉએ સાર, વાહાણમાં બેશી જાઓ તે ઠાર હું પગવાટે આવીશ તહિ, એવી વાણી વીનતાને કહી. એવી વાત કરે તે દીશ, દરવાને જઇને નામ્યુ શીશ; કેદી લાચાર રાજાના બાળ. તે કહેછે હમારા શા હાલ જે ફરમાવો તે કીજીએ જીવતદાન અમને દીજીએ એવી વાણી લાખીએ સુણી, મુખ થકી તેણે વાણી ભણી; સમાચાર રાજાને કહુ, ત્યાર પછી તેમને જાવા દઉં.

દોહરો.—એવાં વચન લાખીનાં સુણી, ગઇ રાજાની પાસ; કરજોડી કરી વીનતી, કરી વાણી પ્રકાશ. ભાઇ તમારા છે કેદમાં, તેને કહાડોની બહાર; તમને જેમ મનમાં ગમે તેમ કરો આ ઠાર. એવાં વચન વીનતાનાં સુણી તેડયા સભાની માંહે ચાર જણા આવી કરી,

કરજોડીને ઊભા ત્યાંય. ૩ પુન્ય તણા પ્રતાપથી, ભાઇ તમે જીત્યા જાણ; પર ઊપકાર તમો કરો ઊગારો હમા- પ્રાણ ૪ તમ વીના મુકાવનાર કોઇ નથી, નવ ટળે હમા રૂ દુઃખ એમ કહીને ટળવળ્યા, કરોની હમને સુખ. ત- મો લાખીને જીતાયા, માટે કરો પરમારથ કામ; કાળામ હથી છોડાવાએ, રાખી હમારી મામ. ૬ કરજોડીને કરગ રે, આ બંધીથી મુકાવો ભ્રાત; ગુણ તારા ભુલું નહીં, લઇએ લાખેણી વાટ૭ એમ કહીને રૂદન કરે,ત્યારે દયા આવી મન;મન થકી ત્યારે બોલીયા,હશી કરી રાજન૮ તમો તો ચારે હારીયા ગુલામ થયા આ ઠામ;હવેકેઈ પેરે છુટશો,પોચે મનના હામ.૯નામ ગુલામતો નહીં ટળે લો નીકપાળે છાપ;પગમાં નીશાણી લોહો તણીતો મુકુ જી વતા આપ ૧૦ ત્યારે ચારે જણા કરે વીનતી, અમો રા જાના છંઇએ તન;કુળને ખાંપણ લાગી ઘણી,આપ વીચા રોની મન ત્યારે રાજા બોલીયો, લો જંઘા ઊપર ડહામ; તે વાત કોઇ નવ જાણશે મુકી દેઊ આ ઠામ. નીશાની કીધા વીના કોઇ નવ મુકે ગુલામ; કબુલ કરો મુજ વા- તને તો મુકી દેઊ આ ઠામ ત્યારે ચારે જણે વીચારીયું કોઇ નવ જાણે પેર ગુલામ ડાઘ દેવડાવીએ, જઇએ આપણે ઘેર. એમ વીચારી મન વાશે કબુલ વાત તે કીધ; મોહોર એક કીધી સહી, કોરી લેખ લખીયો સી ધ. જંઘા ઊપર મારીયો ચીસ પાડી બહુ તહીં; પછે આસતા વાસના કરી, તેને રજા આપી તે સહી.

ચોપાઇ.—ત્યાર પછી આપી રજાય, ખુશી થાય છે મનની માંહ; ભાઈ જાણી આપીયો શણગાર, દીધાં આ ભુષણ વસ્ત્ર અપાર લાખ લાખ રૂપિયા આપ્યા સહી, વિ દાય કરયા ચારોને તહીં. વીનતા માલ વળાવ્યો જાણ

સીરકસ્તાન ભણી નીરવાણુ; પોતે જોગી લીધુ રૂપ, પુ ણ્ય લઇને ચાલ્યા ભુપ ચાર જણા તે વાટે જાય, તેની ચરચા જોતો ત્યાંય. લાખ લાખ રૂપઇયા સહુ પાસે રોક સમાયા તેના મનના શોક એકેકસો રાખ્યા સ્વાર, સ જ થયા તે રાજકુમાર.તેની પછવાડે ફકીરજ પળે તેની વાત કાંઈ નવ કળે; મુકામે બેઠા પાણીપાસ, કરે વાત આણી હુલાસ. ફકીર ત્યાં આવીયો સહી, ચારે કરી સ લામજ તહી; આવો બેસો તમો આ ઠામ, કયાંથી આ વ્યા કીયે જાશો મુકામ. સાચી વાત અમને કહો, ફકી ર બોલ્યો તે લહો; કહેવુ અમારે વન મોઝાર, આજની રાત રેહેશું આહાર.કદ મુળનો હારજ થાય, રહેશુ જંગ લ વાહાણા માંય; તમો કયાંથી આવ્યા ને કયાં જશો કોણ જાતને કયાં તમે વશો. રાજવંશીના સરખી કાય, શું ધારી નીકળ્યા મનમાંય; ચાર જણ વીચારજ કરે, ફકીર પ્રમાણે વાણી ઓચરે. પોતાના હકીકતની કહિ વાત ફકિર સમજ્યો મન સંગાથ. મળ્યા વનમાં ચારેં સહિ, ફકિર પ્રતે વણિ કહિ; અમને તે ફુલ મળ્યુ નહિ પાછા ફરિ ઘેર જાશું વહી.

દોહરો. -જુઠિ વાત કરે હંકાર આપ વખાણ જે ન ર કરે તે મુરખનો સરદાર. ૧ મુલક મુલક ફરયા તમો, તમવીના ચતુર નવ કોય; તે સાચુ જો જાણિએ, તો ફુ- લ દેખાડો સોય. લબાડ વાત બોલો તમો, વળી મનમાં ધરી હંકાર; એ બોલવુ તે મુરખનું,ચતુર કરો વીચાર. ૩ બંકાવળિનું પુષ્પ મુજ કને કેમઆવે તમ હાથ;એમ કહીને દેખાડીયુ,અચરત પામ્યું સઉ સાથ૪એમ કહીને કહાડીઊં. જુવે છે સઘળા લોક; એ સાચુ કેમ માનીએ સાચુ જુઠું ફોક. ૫ એમ કહીને તેડીઓ, એક આંધ

જતોતો વાટ; આ નરને કરો દેખતો, તો સાચિ માનિ એ વાત ૭ આંખડી માંહે અંજન કરયુ, પાંખડી પુષ્પ નિ એક; ફાટિપડળ ઉડિ ગયુ ને રહ્યો તેનો ટેક. ૮ ઘણા વરસનિ ખોડ હતી, ને સારાં થયાં લોચન; ફકિરને ચરણે નમો, હરખ ધરિને મન. ૯ જીવતદાન જાણે આપિયું, ને ટાળિ હમારિ ખોડ; એમ કાહિને દરિ વીનતિ. નમે છે બેઉ કરજોડ. ૧૦ અચરત પામ્યા ચારે જણા, નીશ્ચે એતો વાત મારિકરિને લિજીએ, અથવા કરિએ ઘાત. ૧૧ એમ કહિને ઉઠિયા, ગ્રહિ નગન તલવાર; એ ફુલ અમને દિજીએ, નહિતો મારૂ આ હાર.

ચોપાઇ.—એમ કહીને ઉઠ્યા જોધ, અંતઃકરણમાં આણિ ક્રોધ; ખુશિ થઇને અમને આલ, નહિતો આવ્યો તારો કાળ. આપો તો જવાદઇશુ, નહિ તો મારિને લેઇશુ; ત્યારે પસ્તાયો પોતે તે દિશ, વગર સમજ્યું કરયુ આ ઇશ. બધિ ચતુરાઇ માહરિ ગઈ મેતો ફુલ દેખાડયું લઇ; માટે લખિ વાત મટવાનિ નથિ, હજુ દુઃખ કેટલું સરવથિ મુજ પિતા કેરૂ તો દુખ જશે, દેખાશે આંખેને સુખીયો થશે, પાછો પ્રભુએ દુખમાં નાંખીઓ, જશ મહીમા તને વાચીયો. અંતે ધરમ તરવાનો સહી, ન આપુ તો મારે અહીં; એમ વીચારયુ મન મોજાર, આપ્યુ ફુલ નવ લાગો વાર. શા સારૂ મારોછો તમો લ્યોનો ફુલ આપુછું અમો; ગુલબંકાવળી તણો છે બાગ લાખો ફુલ છે તેની જાગ તમારે મન અમુલખ સરવથી, અમારે મન કોડીનું નથી; એમ કહીને આપ્યું હાથ, ચારે જણા હરખ્યા મન સાથ. મુકી ફકીરને ત્યાંથી વળ્યા, પોતાને દેશ સમીપે પળ્યા; કુચ મુકામે ચાલ્યા જાય, આવ્યા સીરકતાનને માંય. નગર મધ્યે વ

ધામણી ગઇ, કુંવર રાયના આવ્યા સહી આસિગણ પો
તાને થઈ, જલદ રાજા હરખ્યો તહીં. ઉઠયા તે વેળા તે
દન, પુત્રનુ મુખ જોવા થયો પ્રસન; જે વેળા જોઇશુ પુ
ત્રનું મુખ, તે વોળા ટળે મારૂ દુઃખ એમ વિચારિ મન
મોઝાર, અસ્વારિ કિધિ તઇયાર; ગામને બહાર જઇ સ
ભા કરિ, અરાઢે વરણ આવિને અડિ. અમુલખ વ
સ્તુ લાવિયા, તે જોવાને સહુ આવિયા; ઘણિ ખુશાલિ
અપરમપાર, ચાર કુંવર આવ્યા તે ઠાર. દંડવત કરિ
લાગ્યા પાય, રાજાએ ચાંપ્યો રૂદિયા માંય પુછે હકિકત
રાજા તહિ, સંક્ષેપે વિસ્તારિ કહિ. મહા દુખાથ આવ્યા
છિએ અમો, શુ વિસ્તારિ કહિએ તમો; એમ કહિ મુક
યુ તે ઘડિ, સઉને વાતતો અચરત અડિ. વખાણ કરે તે
વારંવાર, ધન ધન તમારો અવતાર; તમ વિના કોણ ક
રે કામ, બત્રિશ લક્ષણા તમારૂ નામ. ત્યારે ચાર કુંવર
બોલ્યા તહિ અમો ગયા તો લાવ્યા સહિ; બિજો કોઇ
લેવાને જાત. તો નિશ્ચે પામત ઉતપાત.

દોહરો.—એમ વખાણ સહુનાં સુણિ, ને ચારે હર
ખ્યો મન; તે ફુલમાંથિ કહાડિ પાંખડિ, મેહેલિ તેણે દ
ન. અંજન કિધુ આંખમાં પોતાના પિતાય; નેત્ર પડદા
ફાટિ ગયો થયો દેખતો રાય. ૨ અંધ તે લોચન પામિયો
તેથિ બિજુ શુ સુખ; દાનપુન્ય દિધાં ઘણાં, ભિક્ષુકનિ
ભાગિ ભુખ ૩ કંચન મેહ વરસાવતો પાછો વળ્યો પુર
માંય; ચારે પુત્ર મુખ આગળે, શોભા કહિ નવ જાય. ૪
કોઇ વધાવે મોતિડે, કાંઇ પુષ્પેર વિશાળ, ઘેર ઘેરથિ
લે વારણાં, નાના મોટિ નરનાર ૫ છત્રીશ વાજાં વાજી
રહ્યાં, બોલે બંદિજન ભાટ; જાચક જશ બોલે ઘણા ન-
હી કોઇને ઉચાટ. ૬ વાજતાં ગાજતાં આવિયા, પોતા ત

ણે મુકામ; ખુશાલિ વાધિ સરવને મુખથિ બોલ્યો તે ઠામ. ૭ ફરિ લોચન મુજને આપિયાં પરમેશ્વરે બિજીવાર; તે પ્રતાપ માહારા પુત્રનો, સફળ કરયો અવતાર. ૮ નેત્ર સમાન બિજુ નહિ.ઘણિ ખુશિ મુજ મન;હવે ખાઓ પિઓ ખુબિ કરો, નગર મધે સહુ જન ૯ એક વરસ લગિ રહી કોઇ નવ કરે વણજ વેપાર; ખાન પાન ને રંગ રાગ કરે સહુ નરને નાર. ૧૦ ધાન ભંડાર ભરાવિયા, ગરિબ લોકને ઘેર; આઠે પોહોર ને સાઠે ઘડિ, મોજ કરે બહુ પેર ખુશાલી વાધી ઘર ઘરે, વાજે ઢોલ મરદંગ;; ખાય પીએને મોજો કરે આણંદ સહુને અંગ તાજલમુખ પાછો દુખી થયો, તે રહ્યો વન મોઝાર; હવે ગુલબંકવળી જાગી ઉઠી, કહું તેનો કહુ વીસ્તાર.

ચોપાઇ.-- એ વાત તો અહીંથી રહિ બંકાવલિનિશિ ગત થઇ તે પેહેરિ વસ્ત્ર નિકળિ બહાર આવિ હોજ ભરયો તે ઠાર મુખ પખાળ્યુ હેતજ કરી વેણ છુટીજે સુદરી નજર પોતાની હાથ ઉપર ગઇ વીંટિ પોતાનિ કરમાં નહિ મુદ્રકા કોઇ નરનિ સહિ અચરત વિનતા મનમાં થઇ આતે કારણ શુ કિરતાર કોણ પુરૂષ આવ્યો આ ઠાર એટલા ચોકિ વિટાળકરિ કો નર આવ્યો હિમ્મત ધરિ; એમ વિચારિ કરે મન માંય ગઇ નજર તે તળાવ છે ત્યાંય. તેમાં જુવે તો લપુજ નહીં, ચારે દિશાએ જુવે તહીં; અચરજ સરખુ થયુ આ ઠામ, કોણે કરયુ તશ્કરનું કામ. તે નરે પિધુ અમરતનું પાન નજર નાંખિ ગયો તે ઠામ દેવ દાનવથિ નવ અવાય, ઘણિ વિમાશણ મનમાં થાય. ધન ધન તેનિ માતાનિ કુખ, તે નર જોઇ ગયો મુજ મુખ; નગ્ન જોઇ તેણે મારિ કાય મે નિશ્ચે કરયુ છે આંય પુષ્પ પેમલ તેણે સંગ લિધ, ગયો કામ

પોતાનું કરિ સિધ; નખથિ તે માંથે નિહાળિ ગયો હવેશો ઉમેદ તે નરને રહ્યો. નીંદ્રામાં મેં જાણ્યું નહિ, ગયો વીંટિ બદલિ તહીં; અધ નિહાળિ ગયોમુજ મુજ કુખ. કુચ ઉપર મુકયો હશે હાથ, નીહાળો હશે મારિ જાત; વરત ભગ કુંવારીનું કરયું, હવે બિજો ચિતે કેમ ધરૂ. માટે તે નર સાથે વરૂ, નહીં મળે તો નીશ્ચીય મરૂ; નર મુજ પ્રાણજીવન આપ, અવર પુરૂષ ભાઈ ને બાપ. માનવની બુદ્ધી આ ઠાર, તે વીના બીજો કોણ આવતાર; એમ વિચારયુ પોતે મન, એક સહસ્ત્ર પરી તેડી તે દન. સરવે આવીને ઉભી તે જાણ, ત્યારે ક્રોધ કરીને બોલી વાણ; તમે શું ચાકરી મારી, ફુલ અહીંયી કોઇ ગયો હરી. તે નરને લાવોની નર, નહીતર મારી નાંખીશ આ ઠાર. અઢાર હજાર રાક્ષસ અત્રાપતી, તે સાથે બોલી વીનતી; તમે શું રક્ષા કરી આ ઠામ, ખોઇ નાંખ્યું મુજ પીતાનું નામ. બાગનું ફુલ લેઇ ગયો સહી, પીતાને જવાબ શુ દેશો તહીં; માટે સોધ્યા કહાડો તતકાલ, લઇ જનારાના જોઊ હવાલ. એક સહસ્ત્ર પરી શુ બોલી વાણ, સોધી લાવો નહીતો ખોશો પ્રાણ; એ રાતે ચમકાવ્યા સહુ, સહુને રીસ ચડી છે બહુ.

દોહરો.—રાક્ષસ સઘળા કોપીયા, કોણે કરયુ એ કામ; અપકીરતી થઇ જગતમાં, બોળ્યુ બાપનુ નામ. ૧ ખોળ કરાવી અતી ઘણી, મોકલ્યા રાક્ષસ દશવીશ; પકડી લાવો ચોરને, તેનું છેદીએ શીશ. હજાર રાક્ષસ દોડીયા, કાંઈ ગંગાને પડવી જાણ; પહાડ પરવત જંગલ સહી, શોધ્યા વાળ્યા નિરવાણ. ૩ ઘણા મુલક શોધી વળ્યા, પણ નવ લાગી વાર; નીરાશ થઇ સહુ આવીઆ, દેખીતા વીકરાળ. ૪ નામ નીશાન જાણ્યુ નહીં, તે

કેમ આવે હાથ; નીરાશ થઇ બેઠા સહી, રાક્ષસ કેરી સાથ. ૫ ઠામ ઠેકાણુ તેનું મળે, તો શોધી કહાડીએ ગામ; મારી મોહોમાં લાવીએ, પાછુ ફુલ આ ઠામ. ૬ એમ કહીને કળકળ્યા, કોણ પુરૂષ એ સોય; સઊનુ મુખ ઊડી ગયુ, કારણ ન કળે કોય. સહસ્ત્ર પરી શોધી વળી, મુચક અપાર; થાકીને આવી સહુ, બંકાવળી જે ઠાર. ૮ કરજોડી કરી વીનતી, જોયા પાહાડને વન; વસ્તી જોઇ બીજી ઘણી, શું કહું મુખે વચન. ૯ ગુલબંકાવળીએ વિચારીયું, મારે કરવુ એ કામ; ભેદ પરપંચ કર્યા વિના, કેમ પોહોચે એ હામ.

ચોપાઇ—માનવ લોક જોઊ સરવથી, તેની બુદ્ધીનો પારજ નથી; માટે જોઊ ત્યાંના લોક, કદાપી સમશે મનન શોક. અવુ મન વિચારી કરી, ઊડી સમુંદર પરવરી; ઊતર દીશાનો જોયો દેશ, બદલી કરી પોતાનો વેશ. જોતી જોતી ત પછે ગઇ, તોએ ભાળ તો લાધી નહીં; અનેક વેશ પોતાના કરી, નગરી બાધી જોતી ફરી. પશ્ચીમ દેશ નીહાળે સરવ, નીરાશ થઇ મુકયો મન ગરવ; ત્યાં થકા નવ જડો બાળ, પછી દક્ષીણ ઊતરી તતકાળ. અનેક રૂપ કરયાં પ્રકાશ, જોયા દેશ આણી ઊલ્લાસ; બાગબગીચા મેહેલ અવાસ, કોઇ સ્થાનક નવ પોતી આશ. વાયુરૂપ તેની શી વાર, લીધો દક્ષીણ દેશનો પાર; નીરાશ થઇ ત્યાંથી પરવરી, પુરવ ભણી તેતો સચરી. બુદ્ધી પોતાની કરે પ્રકાશ, જોવાને લાગી તે ચોપાસ; ઘણા દેશ જોયા સરવથી, તોએ ભાળ કાંઇ જડતી નથી. ત્યારે મનમાં થઇ નીરાશ. અરે દઇવ નથી પોહોચતી આશ; એમ કહી ચાલી જેટલે, સોરકસ્તાન આવી તેટલે. જોવાને લાગી

તે ગામ, ઘણી શોભા છે ઠામે ઠામ; ઘેરઘેર વાગે ઢોલ મરદંગ, રાગ આલાપે નવલા રંગ. ખાન પાન થાય અપરમપાર, જોતાં અચરજ પામી નાર; ઘણા મુલક જોયા સરવથી, પણ આવી ખુશાલી કંઇ નથી.

દોહરો.—તે નગરમાં સંચરી, ધરી મરદની કાય; પુછવા લાગી લોકને, શો હરખ છે પુર માંય. ૧ ઘેર ઘેર રંગ મચી રહ્યો, હરખે સહુનાં મન; વસ્ત્ર આભુષણ સરવે સજ્યાં, શું છે દીવાળીનાં દન. ૨ એવાં વચન શ્રવણે સુણી, બોલ્યા તે પુરના લોક; નીત દીવાળી આ દેશમાં, નથી કોઇને મન શોક. ૩ અમારા રાજાનાં નેત્ર ગયાં, નથી કાંઇ તેનો ઊપાય; હકીમ એક બોલ્યો અહીં, ભરી સભાની માંય. ૪ ગુલબંકાવળી પુષ્પ મળે સહી, અંજન કરે જો રાય; સો વરસનો અંધ હોય જો કહી, તરત દેખતો થાય. ૫ એવાં વચન તેનાં સુણી, ખોળ કરાવી અપાર; કાંઇ ભાળ લાગી નહી, દીલગીર થયા તે રાય. એના પુત્ર છે ચારે પરાક્રમી, તેણે કરી સલામ; જંગમ જંગલ તે ભમ્યા, લાવ્યા ફુલ આ ઠામ. અંજન કીધું આંખમાં, થયો દેખતો રાય; ખાંપણ ટળીયું આંખનું, આનંદ અંગ ન માય. ૮ પૃથ્વીપતી ઘણું રીઝીયા, બોલ્યા મુખે બોલ; એક વરસ લગી સહુ મેદની, ખાવો પીવો કરો કલોલ. ૯ ખજાના આપ્યા છે ગરથના, જેને જોઇએ તે ખાય; નીત દીવાળી સરલને, આનંદ અંગ ન માય. ૧૦ એવાં વચન તનાં સુણી, હરખી બંકાવળી મન; ધન ધન ભાગ્ય માહરૂં, ધન આજનો દીન. ૧૧ સફળ જન્મ માહરો થયો, મળી નીશાની આ ગામ; ફુલ તણો એ તસ્કર સહી, મુજને મળીયો આ ઠામ. ૧૨ પ્ર-

સન થઇ મનડા વીષે, ગઇ શેહેરની બહાર; આગળ જળ છે નદી તણું, ઉતરીયા તેણે ઠાર. ૧૩ જળક્રીડા વીનતાએ કરી, શુદ્ધ કરયુ શરીર; અદભુત રૂપ કરયું નર તણું, જાણે કોઇ બાવન વીર. ૧૪ દેવતાઇ વસ્ત્ર અંગે ધરતાં, સજ્યા ત્યાં સાળળો શુળ; મરાઠી પાઘ મુસ્તક ધરી, મુખે રાતાં તંબોળ. ૧૫ સ્વરૂપ પ્રકાસ્યું પોતાતણું, નર તણી કરી કાય; કોઇ દ્રષ્ટે જાય નવ શકે, જળકા રે આંખ મીચાય. ૧૬ કેડે કટારી વાંકડી, શોભે ધનુષને બાણ; સોભાથી આવી પુરવીષે, ચતુરા ચતુરસુજાણ. ૧૭

ચોપાઇ.—જોઇને હરખ્યા સહુ લોક, જે દેખે તેના સમીયા શોક; બની સકોમળ તેની કાય, સ્વરૂપે ચંદ્ર સુરજ જંખાય. એવું કારમુ કીધું રૂપ, જે દેખે તે હરખે ભુપ; નર નામે સુકયા અંકાર, એ કોઇ દેવાંશી અવતાર. સૌ દેખી કામા તુર થાય, ધન ધન એ નરની કાય; શોભા ઘણું એ છે સુખ, એવુ રળીઆમણુ શોભે મુખ. એ । મોહ પામ્યુ બધું ગામ, ફરે છે પુરમાં હામો ઠામ; જે દેખે તેનુ મન ચળે, તેની પાછળ નરનારી પળે. તે ખબર રાજસભામાં થઇ, તખનપર બેઠા તે તહી; અરજ ભગીએ કરી સલામ, માંડી વાત કહી તે ઠામ. કોઈ પુરૂષ આવ્યો નગરી માંય, તેની સોભા કહી નવ જાય; જાણે ઇંદ્રાસનનો ભુપ, કે આવ્યો માનવનુ રૂપ. તેની સોભા કેહાતી નથી, તે સમાન કોઇ પ્રથવીમાં નથી; ત્યાં કીધાં સહુ નરને નાર, જોના મળી સહુ ઠારે ઠાર અરજ બંગોનાં શુણી વચન, જલદરાયનું હરખ્યું મન; તે પુરૂષને લાવો અહીં, એવી મુખથી વાણી કહી. ઘણુ સ્વરૂપ છે રૂડી કાય, જોઇએ તેને

લાવો આંહ; વજીર મોકલ્યો તેણ ઠાર, માન દઈને લાવો આ વાર. ઉઠયો વજીર નામીને શીશ, આવ્યો બજાર ભણી તે દીશ; કરી સલામને જોડયા હાથ, પછે વાત કરી તે સાથ. ધન ભાગ્ય ધરતીનું સહી, તમ સરખો નર આવ્યો અહીં; પ્રસન થયું છે બધું ગામ, ભલે પધારયા આંગે કામ. રાજસભામાં ચાલો સહી, રાજા મળવા ઈચ્છે તહીં; મુજને મોકલ્યો તેડવા કાજ, સભામાં જયાં મહારાજ. દીન વચન વજીરનાં સુણી, બંકાવળીએ વાણી ભણી; શાને દીલગીર થાઓ તમો, ચાલો સભામાં આવું અમો. એમ કહીને ચાલ્યો તાંહ, વજીર તણી ઝાલી છે બાંહ; રાજસભામાં ઊભા જઈ, જોતાં ખુશાલી સઉને થઈ. રાજાએ દીધું સનમાન. મુખવાસ આપ્યાં બીડાં પાન; કોણ દેશ નીકળ્યા શા કામ, કોણ જાતને શું છે નામ. ત્યારે બંકાવળી બોલી તે ઠામ, મથુરાં શેહેર અમારૂં ગામ; સોદાગર કેરો હું તન, પુષ્પસેન મુજ નામ તન. ઉમેદવાર ચાકરીનો સહી, દાંગો પ[illegible] ત્યાં રેહેવું જ : સુણી વાતને હરખ્યો રાય, મારી પાસ રહો ભાઈ આંય.

દોહરો.—જલદ મુખ એમ બોલીયો, ભાઈ રહો અમારે ઘેર; મન ગમતો મહીનો લ્યો, મોજ કરો બહુ પેર. ૧ મારી પાસે બેસી રહો, નવ કરવું હવે કામ; ખાઓ પીઓ સુખ ભોગવો, આવો આપ મુકામ. ૨ એવાં વચન સુણી રાયનાં, બંકાવળી રીઝી મન; રાજસભામાં નોકર રહું, કબુલ કરયું વચન. ૩ ભાળ મળી મને ગામની, [illegible] ચોર. હીમત રાખીને રહું, પુરૂપ થઈ આ ઠોર. નીશા પડી તેણે સમે. બેઠા સભામાં રાય; ચાર પુત્ર પેલા આવીયા, પડયા પીતાને

પાય. ૫ ચુંબન દઇ ચાંપ્યા રૂદે, બેસાડયા લઇ પાસ; સભા સહુ જોઇ રહી, પામી મન હુલ્લાસ. ૬ ત્યારે બંકાવળી ઓચરી, મનુષ્ય ધરચું છે જે નામ; કોણ પુરૂષ એ કોણ તણા, કેમ આવ્યા આ ઠામ. ૭ ત્યારે શભા સહુ ઓચરી, એ રાજાજીના તન; ગુલબંકાવળી ફુલ લાવીયા, કરચાં દીન લોચન. ૮ એવાં વચન સરવણે સુણી, જોયાં નરનાં મુખ; પરીક્ષા કરી તે નર તણી, પામી મનમાં દુઃખ. ૯ મુરખના સરદાર એ, બુધ્ધી હીણ અપાર; મુખ જોતાં કીમત કરી, ક્ષણુ માત્ર મોજાર. ૧૦ એ નર તણો શો આશરો, તે નર બાવન વીર; ધન છે તેની માતને, જેણે જોયું મુંજ શરીર. ૧૧ તે નર તણા એ ચોર છે, દગો તે સાથે કીધ; ફુલ લીધું તે પાસથી, જશ જગતમાં લીધ. ૧૨ ભાળ તેની મળશે આંહી, એમ વીચારયુ મન; પ્રભુજી આશા પુરશે, સમરથ જગજીવન. ૧૩

ચોપાઇ—એ વાતતો અહીંથી રહી, તાજલમુખની શી ગત થઇ, ફુલ ન રહ્યું પોતાની પાસ, છેક થઇ બેઠો નિરાશ. મેહેનત મારી મિથ્યા ગઇ, કીરતી જગમાં તેની થઇ; લાખી આવસે લઇને વહાણુ, મુજ વિના તે તજશે પ્રાણ. બંન્યો સ્ત્રીની હત્યા થસે, કેઈ પેરે તે છુટસે; મનમાં કરચો વિચાર, ચાલ્યો ત્યાંથી રાજકુમાર. જે રસ્તે ભાઇ ગયા હતા વહી, તે પગલે ચાલ્યો સહી; થોડા દિવસમાં ગયો તે ઠામ, સોરકસ્તાન છે પોતાનું ગામ. જોજન એક રહ્યું તેહ, ચતુર નરે વિચારયુ એહ; જો કદાપી નગરમાં જઊં. તો તો તરાગાથી હલકો થાઊં મારી વાત કોઇ માનશે નહી, મુજને મારી નાંખશે સહી; પીતાતણે મન હુતો કાળ, નામ સુણતામાં

મારા બેહાલ. મારૂં મોહોં જોવાનું નથી, માટે ત્યાં જા-
વાનો નહી કહ્યો; માટે ત્યાં જાઉ તે ફોક, એવો મનમાં
પ્રગટ્યો શોક. નથી સુજતો એને એકે વિચાર, બેઠો
જંગલમાં ગુણભંડાર; એક તરફ નદીનું નીર, એક ત
રફ ઝાડી ગંભીર. બેઠો કર કપાળે દઈ, અબોલા સાંભ
રી આવી તહીં; તેની કૃપાથી પામ્યો ફુલ, વળી વાળ
આપ્યો છે અમુલ. કદાપી સંકટ પડે શરીર, બાળજે ધુપ
અગ્નીપર વીરઃ તરત આવીને કરવાની સહાય, વચન
આપ્યુ છે મુજ કરમાંય; તેને હું તો સમરૂ આજ, તે વી
ના નથી સરવાનું કાજ. એવુ આપ વીચારયુ મન, વહ
ની પ્રગટ કરયો તે દીન; કાહાડયો વાળ નવ લાગી વા
ર, અગ્નીપર મુકયો તત્કાળ. આંચ લાગી તેને જેટલે,
અબોલાએ જાણ્યું તેટલે; થયું તે વીનતાને જાણ, મા-
હારા પુત્ર પુત્રી દુખીયાં નીરવાણ. તેણે વાળ માહરો
બાળ્યો સહી, તેની સુગંધ આવી અહીં; માહારે કરવુ
તેનું કામ, અસવારી કરી એ ઠામ. અરાડ હજાર રાક્ષ
સને લીધ, પોતે પંથ કરયો તે સીધ; સુગંધ વાળની
આવી તહીં, તે દીશા ભાગ્ની વીનતા ગઈ. વાયુ રૂપ તે
ને શી વાર, આવી જયાં બેઠો રાજકુમાર.

દોહરો.—હરાડ હજાર સાથે ઉતરી, જાંહાં બેઠો રાજ
કુમાર; પુત્ર કેમ સમરી મુને. શું છે દુઃખ આ ઠાર.
૧ આ જંગલમાં એકલા, તજી સાજનનું સુખ; કેમ એ
કલા આ વન વીખે, ને શું છે મનમાં દુખ. ૨ મેમુદા
માહરી દીકરી, તે તનમન માહરૂ પ્રાણ; તેને મુકી વન-
માં ભમો, સાચુ બોલો સુજાણ. ૩ ત્યારે રાજકુંવર મુ-
ખ બોલીયા, માતાજી સઘળું સુખ; વઈભવ નાના પ્ર-
કારના, પણ એક વીત્યુ દુખ. ૪ મેં તમને સમરયાં

માવડી, સમજણ પડે મુજ; સમરતાં માત્રમાં આવીયાં, ટાળવા માહારૂ દુઃખ. ૫ હવે આશા પુરો માવડી, તોતો ભોગવીએ સુખ. એવાં દીન વચન તેનાં સુણી, દયા આવી ગઇ મુખ. ૬ એ શુ ઇચ્છા છે મન તાહરે, બોલની સત્ય વચન; માતાજી શું ઓચરૂ, બોલતાં આવે લાજ. ૭ તે દેવતાને દુરલભ સહી, તે કયાંથી સરે મુજ કાજ; અબોલા મુખ ઓચરી, તજોની મન ચીંતાય. ૮ જે કાંઇ ઇચ્છા છે મન વીખે, તે લાવી આપીશ રાય; લાજ તજી મુજને કહો, તો કામ તમારૂ થાય. ૯ ત્યારે રાજકુંવર મુખ બોલીઓ, ચરણે નામ્યુ શીશ; ગુલબંકાવળી જેવા બાગ, કરવો છે આ દીશ. ૧૦ તેવો મહેલને તેવાં ચીત્ર, તેવો હોજને તેવાં ઝાડ; કરી આપો મુને માવડી, તો પોહોચે મનના લાડ. ૧૧ અબોલા ત્યાં વીસમે થઇ, એ થાય કેમ કામ; મેં બાગ જોયો નથી, નથી જોયો મેહેલ મુકામ. ૧૩ દીઠા વીના કેમ હું કરૂ, મેહેલ બેઠક રચના બાગ; સળંગ પડાવી તમને દખવ્યું, તે કેમ થાયે આ જાગ. ૧૪ દીઠો હોય મેં દ્રષ્ટીએ, તો કરતી તમારૂ કામ; વીશકરમા તેડાવીને, રચાવત્ત ઉત્તમ ઠામ. ૧૫ માતાજી તમ કૃપાથકી, જોઈ આવ્યો તે બાગ; કહો તો લખી દેખાડીએ, કાગળમાં સહુ વાત. ૧૬

ચોપાઇ.—કાગળ દુવાત ત્યાં લીધી સહી, ચીતરવાને બેઠો તહી; જે પ્રમાણે હતું તહીં પટમાં ઉતારી દાખવ્યું સહી. વૃક્ષ બાગ બગીચા સાર, સરવે માંડી કરયો વસ્તાર; તે વારે અબોલા હરખી મન, એ પ્રમાણે રચાવું તન. સેના સઉ પોતા તણી. તે સંગાથે વાણી ભણી; મેહેલ રચાવો આણે ઠામ, દૈવ રચના દેવતાઈ

કામ. વિશકરમાને તેડીશું ઘેર, સામાન સહુ લેઇ આ-
વો પેર; હીરા ઝવેર મોતીને લાલ, લાવે સ્થંભ માંહે
પરવાળ સોના રૂપાના ઢગલા કરો, તે દીશા ભણી પર-
વરો; આરસપહાણ લાવો આ ઠાર, જે જોઇએ તે અપ-
રમપાર. એમ હુકમ રાક્ષસને મળ્યા, દેશ દેશાંતર સહુ
એ પળ્યા; દેવરૂપ તેને શી વાર જે માગે તે લાવે આ
ઠાર સોનુ રૂપું મોતીનો લાલ, હીરા ઝવેર મણી પરવા
ળ; જુદા જુદા ઢગલા કરો, એવો બોધ અબોલાએ ક-
રયો. વળી કેહેતામાં દોડ્યા તે વાર, કરતાં કામ નવ
લાગી વાર; કહ્યા પ્રમાણે કીધુ કામ, સનમુખ આવીને
કરી સલામ ત્યારે અબોલા બોલી વાણ, એક વચન કરો
પ્રમાણ; વીસકરમાને લાવે અહીં, એવી મુખથી વાણી
કહી. ત્યારે એક રાક્ષસ ઉડયો તહી, વીસકરમાને લા-
વ્યો સહી; તે રાક્ષસ સાથે પંથે પળ્યા, જઇને અબોલા
ને મળ્યા. વીશ કરમાએ કરયા પ્રણામ, શું ફરમાવો
મુજને કામ; ત્યારે અબોલા બોલી વચન. આ રાજકું-
વર છે મારો તન. એ કહે તેવો રચવો બાગ, સરોવર
મેહેલ કરો આ જાગ; માણેક મોતી હીરા ને લાલ, ઢ-
ગલા સરવે દેખાડયા તે ઠાર. જટે તે મંગાવશુ અમો,
જડીત કામ કરોની તમો; એવાં વચન અબોલાનાં સુ-
ણી, વીશકરમાએ વાણી ભણી. મુજને નથી કાંઇ કર-
તાં વાર, નીશાની કરો તે ઠાર; દેવતાનુ વરદાન મુજને
સહી, એક રાતમાં કરશું અહીં. માટે જે વસ્તુ કરવી
હોય, તેની નીશાની કરાવો સોય; તે પ્રમાણે થાશે કામ,
મીણાકારી સુંદર ધામ.

દોહરો.—રાજકુંવર મુખ બોલીયો, ગુલબંકાવળી
બાગ; તેવી રચના કરવી સહી, હું તો જોઇ આવ્યો તે

જાગ. ૧ નકશો ઉતારી આપીઓ, હોજ બાગ અપાર, જે જે વસ્તું દીઠી તહીં, તે તે ચીત્રી ચોપાસ. ૨ જ્યાં જેવી શોભા હતા, ત્યાં તેવો ભરીયો રંગ; પટમાંસરવે ચીતરયુ, આણ્યો મન ઉમંગ, ૩ જગમગ જોત ઝળકી રહી, એવુ કરયુ માંહે કામ; પટ સોંપ્યો પોતે કરવીખે, વીશકરમા જેનુ નામ. ૪ એ પ્રમાણે તમો કરો, મેહેલ બાગને ઝાડ; મનોરથ પોગે મન તણા; પાળોની મુજ લાડ. ૫ દશ કોશ ફરતા સહી. કોટ કરો ચોપાસ; તે મ ધ્યે રચના કરો, પોહોચે મનની આશ. ૬ એમ કહી ચાંપ્યો કર વીખે, હરખ્યો બ્રહ્મને મન; એથી સવાયું થશે સહી, ધીરજ ધરો રાજન. ૭ એમ કહીને આપીયો, રાજાએ તે ઠામ; નીશાન પાડી તેને સમે, રચવા માંડયુ તે ધામ. ૯ દેવતાનું વરદાન છે, તેને શાની વાર; ધારી ને જોયુ પટમાં, રચવા માંડયા તે ઠામ. ૮ બાગ બગીચા ને વાડીઓ, બારી અટારી માળ; પુષ્પ ઝાડને વનસ્પતી, પટ પ્રમાણે રચ્યો ખ્યાલ. જે મુખથી બોલે સહી, તરત તેવુ થાય; ઇંદ્રપુરાની રચના રચી, એક રાતની માંય. જળહળ જોત ઝળકી રહી, જાણે દીપકની જોત; જાણે દીનકર ઉગીયો, એમ થઇ રહ્યો ઉદ્યોત. રજની વીતી તેણે સમે, થયુ સંપુરણ કામ; અબોલા પાસે ગયા, કીધો દંડ પ્રણામ. પટ પ્રમાણે સહુ કરયુ, ફુલ ઝાડને ધામ; રજા આપો હવે મુજને, તો જાઊ માહરે ગામ. અબોલા હરખી ઘણી, આપી તેને રજાય; વીશકરમા ત્યાંથી ગયા, પોતાના પુરમાંય.

ચોપાઇ.—જોઈ બાગને હરખ્યુ મન, રાજકુંવર તે દયો તે દન; તારા કારણ રચાવ્યો બાગ, વઇભવ માંડો આ જાગ- ઇંદ્રપુરી પૃથ્વીપર કરી, જાણે સ્વર્ગપુરી

આવી કરી; તેથી સાભા અદકી હોય, ઉપમા કહી શકે ન
કોય. સાંભળ રાજકુંવર આ ઠાર, તારા ભાગ્ય તણો
નહી પાર; મસ્તુ લોકના માનવ સહી, કસા લેખામાં
ગણીએ નહી. તે તારે આધીન થઇ રહી, ફરમાવો તે
કરીએ સહી; પુત્ર કરીને બોલી રહી, તે વચન પાળુછું
અહીં. ઘણું વેર માનવ સાથે જાણ, જોતાં વાર તે લઇએ
પ્રાણ; તેને આધીન થઇને રહી, લખીત વાત તે મીટે
નહી. એ સહુ પરમેશ્વરના ખ્યાલ, સુખ ભોગવો મારા
બાળ. માતાજી પુત્ર તમારો સહી, આશા મારી પુરણ
થઇ. એમ કહીને નામ્યુ શીશ, અબોલા પ્રસન થઇ તે
દીસ; માથા ઉપર મુક્યો હાથ, સુખ ભોગવો મેમુદા
સાથ. હીરા માણેક જવેર અપાર, અરધો અરધ રહ્યા
તે ઠાર; સોના રૂપાનો પારજ નહી, તે સરવે બખસુ છે
લેઇ ભરચા અખંડ તેના ભંડાર, ખાતાં ખુટે નહી લગા
ર; અબોલા ત્યાંથી પરવરી, લસ્કર લઇને ઠામે ઠરી.
રાજકુંવરને હરખ અપાર, વણી રચના જોઇ તે ઠાર;
ગુલબંકાવળીથી બમણું ઠામ, તેવી રચના ઠામે ઠામ.
હવે ભાળ લાખોની જાણુ, આજકાલમાં આવશે વહા-
ણ; દરીયા કીનારે ઉભો જઇ, વહાણ આવતાં દીઠાં
તહી. હરખ્યો મનમાં અપરમપાર, ગયો સામો તે રાજ
કુમાર; નજીક ઝાઝ આવ્યુ જેટલે, લાખીએ નીરખ્યો
તેટલે. સ્વામી મળવાને આત્મા સહી, વણી ખુશાલી
મનમાં થઇ; મછવો મુકયો તેણીવાર, તે ઉપર બેઠી નાર.
રાજકુંવરની આવી પાસ, પોહોચી મનડા કેરી આસ;
ચાકર નરને સઘળા દાશ, ઉતર્યા સઘળા પોતાને અવાસ.
માલમતા ઉતારી લીધ, પાછાં વાહાણ વીદાયે કીધ;
મોજ કરે તે રાજકુમાર, જોઇ રચના ઘણુ હરખી નાર.

દોહરો.—બન્યો નારી આણંદમાં, સજ્યા સોળ શણગાર; હાશ વીનોદ કરે સહી, સોભાનો નહી પાર. ૧ દાસ દાશી ઘરમાં ઘણી, ફરે છે બાગ મોઝાર; એક ચાકર ઘરમાંથી નીકળ્યો, ગયો જંગલ બહાર. ૨ અરધો કોસ ચાલી ગયો, દીઠા માણસ દસ વીસ; નજર પડ્યા તેહનો, કાષ્ટ ધરયાં છે શીરા. ૩ રાજાનો ચાકર બોલીઓ, તમો કોણ માણસ સાર; આ કાષ્ટ કયાં જઇ વેચશો, કોના નગર મોઝાર. ૪ ત્યારે સરવે બોલીયા, સીરકસ્તાન હમારો મુકામ; પેટને અરથે નીકલ્યા, વેચીશુ તે ઠામ. ૫ તે વારે તે નર બોલીયો, ચાલો હમારે સેહેર; કાષ્ટ વેચાશે તમ તણાં, દામ મળે બહુ પેર. ૬ તે વારે સહુ બોલીયા, આંહી તો નથી કાંઇ ગામ; એ રાન જંગલ તો સહી, નથી વસ્તીનું નામ. ૭ તે નર કહે વસ્તી સહી, અરધો કોસ છે ગામ; જુઠુ સીદ બોલુ અમો, નથી મળવાના દામ. ૮ બમણા પઇસા લાગશે, તમો આવોને મુજ સાથ; એ વેચીને થાઓ વાણીયા, લેજો પઇશા હાથ. ૯ સહુ જણ સાથે મળી, આવ્યાં તેણે ઠામ; તે શોભા કહેવાતી નથી, સોભા નઉતમ ને ગામ. ૧૦ અચરત થયા સહુ મન વીષે, આતે શું કહેવાય; હવે દીઠા માણસ આવતાં, ત્યારે મનનો સંદેહ જાય. ૧૧ એમ વાત કરતાં આવીયાં, રાજાજી મુકામ; હકીકત સરવે કહી, ધરયા કાષ્ટ લેઇ ઠામ. ૧૨ ગરીબ લોક અમે સહી, આપો મન ગમતા દામ; એવું કહી છાના રહ્યા, હવે રાજા શું કરે કામ. ૧૩

ચોપાઇ.—એવાં વચન સેવકનાં સુણી, ખુશી થયો નગરનો ધણી; સો સો મોહોર આપી તેણી વાર, ગરીબ જાણી કરયો ઉપકાર. મુખ થકી તેણે વાણી ક-

હી, તમને ગમે તો રહોને અહીં; ખાઓ પીઓ કરો કુ
ળ કાજ, જે જોઇએ તે લોની આજ. એવાં રાજાનાં સુ-
ણી વચન, ખુશી થયાં સઉકોનાં મન; તેનાં છઇયાં છો
કરાં લાવી કરી, રહ્યા તે ઠેકાણે ઠરી. કોઇને મનઇ રા-
જાની નહી, આવે તે વસે તહીં; પણ મેલવાનો નથી
કાંઈ, ઠામ, એમ લોક મળ્યા તે ગામ. સીરકસ્તાન તો
ભાગ્યું સહી, લોક ઉચાળા લાગ્યા તહીં; કોટવાળ કરે
નગરની રખવાળ, તેને કાને પડયો સવાલ. વજીરને
તેણે જઈ કહ્યું, ઉતપાત નગરમાં થયુ; રઇયત બધી ઉ
ચળી જઇ, અડધી નગરી ખાલી થઇ. તમારૂં શેહેર ત
જીને જાય, ત્યારે તે બોલ્યા મુખ રાય; ત્યારે વજીરને
આવી આસ, કહેવા લાગ્યો બેસી પાસ. બોલ્યા પછી
મુખે સરવથી, એ વાત મનાતી નથી; બાર ગાઉ ઉપર
ઝાડી અપાર, વાઘ વરૂ ઘણા તે ઠાર. તહાં કોણે વસાવ્યું
ગામ, દેવ રક્ષણ દેવતાઈ કામ; એતો અચરજ સરખું
અહીં, જાઓ તમો જોવાને સહી. ત્યારે કોટવાળે વાણી
કહી, નગર તમારે અંધેર છે સહી; કશી ખબર તમે
રાખતા નથી, શેહેર ઉજડ થશે સરવથી.

દોહરો.—કોટવાળ કહે વજીરને, તે ઉપર કહુ દ્રષ્ટાં
ત; પ્રભુ ગત છે અવનવી, ભાગુ મનની ભ્રાંત. ૧ ઉત્ત
ર દીશાનો એક રાજવી, સતવાદી અપાર; એકાશી રા
ણી વર વીએ, રૂપ તણો અંબાર. ૨ એક પુત્ર વીન ઘર
નહી, નથી તેને કોઇ તન; રાત દીવસ ઝુરે સહી, નારી
સહીત રાજન. ઘણા દીવસ એમ વહી ગયા, એક વી-
નતાનું ભળીયુ ભાગ્ય; ઉદર ગરભ તેને થાપીયો વી-
નતાને તે જાગ. ૪ પટરાણી તેને કરી, પામી ઘણુ એક
માન; પુરે માસે પદમણી, અવતરયું સંતાન ૫ પુત્રી

તેને અવતરી, હરખ્યો રાજા મન વાંઝીયા બાર ઊઘાડી
યું, ધન્ય આજનો દન ૬ રમાડે રાજા તેડી કરી, આણે
અદકુ હેત; પ્રીત અતી અંતરમાં, તન મન ધન સમેત.
૭ ઘણા દિવસ એમ વહી ગયા, ફરી ગરભવતી થઇ ના
ર; તે પણ પુત્રી અવતરી, રાજાને દરબાર. ૮ એમ કર
તાં પુત્રી છ થઇ, સાતમું આધાન છે નાર; રાજા મુખ-
થી બોલીયો, ક્રોધ કરી તે ઠાર. ૯ કદાપી પુત્રી આવશે
દેઇશ ઝાહાજા ઊપમાન; ક્ષણુ એકમાં મારૂ સહી, તતક્ષ
ણ કરીશ હાણ. ૧૦ પુત્ર જો કદી આવશે, તો નહાસ
કરોશ એ નાર. તારે આધીન થઇને રહુ, એમ બોલ્યો
રાજા તે વાર. ૧૧ એમ કહીને તે પરવરયા, રાજસભા
માં રાય; રાણી દુઃખ કરે ઘણુ, કેહેતાં કહ્યું નવ જાય.
૧૨ નર્ખીત વાત થશે સહી, એ નથી કોઇને હાથ; પ્રભુ
ને ગમતુ થશે, એમ વીચાર્યુ તેણે મન સાથ. ૧૩ દશ
માસ પુરા થયા, તો પણ આવી કન્યા; પુત્રની સુમ પા
ડી સહી, દાઇના ચાંપ્યા પાય. ૧૪ જીવ જીવતદાન
કારણે, જુઠુ બોલી તે નાર; તાર પછી શું નીપજ્યુ, તે
માંડી કહુ વીસ્તાર. ૧૫ રાણી દાઈ મનસુબો કરે તેનો
કહુ વિસ્તાર; એમાંથી શું નીપજે, તે કહુ આણે ઠાર.

ચોપાઇ.—રાણી દાઇ મનસુબો કરે, પુત્ર તણી વા-
ણી ઓચરે; વધામણી મોકલી રાજાની પાસ, આવી
દોડતી સભામાં દાસ. રાણીજીએ જનમ્યો પુત્ર રાજાજી
વાધ્યુ ઘરસુત્ર એવાં દાસીનાં સુણી વચન, રાજાનું ઘણુ
હરખ્યુ મન. વેહેચ્યા ગોળ ધાણાને પાન, જાચક જનને
દીધાં માન; ધોળ મંગળ ને ગીત ગવાય, આનંદ સહુ
ને અંગ ન ગાય. રાણીએ જોશી તેડયો તે જાગ, કરજો
ડીને લાગ્યાં પાય; ધરમ તણા પીતા છો તમો, જીવત-

દાન બખસોને અમો રાજાજી કહીતી વાત, આવશે પુત્રી તો કરશું વાત; સહુ પરમેશ્વર કેરો ખ્યાલ, સાતમી પણ જનમી છે બાળ મારી નાંખે મુને સરવથી, વચન પોતાનુ લોપતા નથી; માટે જુઠી બોલુંછું વાત, છે પુત્રી પુત્ર કેહવો સાક્ષાત. એમ કરી બચાવી છે વાત, તમ આગળ કહી સાચી વાત. તમારે ખોળે મુજ શીસ, કહું તે કરો આ દીસ; રાજસભામાં જાશો ગુણવાન, રાજા દુશે સનમાન. કરાવશે જનમોત્રી તમ પાસ, જનમોત્રી આણી ઊવાસ વખાણ અપરમપાર પછે વહેમ મુંકજે તે ઠાર બાર વરસ સુધી જેવું નહીં મુખ તો તો રાજા થાશે સુખ; હવડાં મુખ જો જોશો સહી, તોતો વાત થવાની અહીં. બેમાં એકની થાશે વાત, એટલી કેહજો મુખથી વાત; માટે જીવતદાન અમને દીજીએ, એટલું કામ તમો કીજીએ. અમુલખ મોતીનો આપ્યો હાર, જોશી પ્રસન્ન થયો તે વાર. ત્યાર પછી રાજસભામાં ગયા, રાજા ઊઠીને ઊભા થયા; પુજા કરી લાગ્યા પાય, ભલે પધારયા સભાની માંય જનમ અક્ષર કરોની અહીં, રાણીને પછી મનથી કરયો વિચાર, સભા સહુ સાભળે તે ઠાર; સકળ ગુણ સંપુરણ થશે, ચઊદ વિધા જરા જાણે હશે. બત્રીશ લખણો થશે વીર, ધનુર વિદ્યામાં થાશે ધીર; દશયા રાહુમાં જનમ્યો બાળ, તેનું ફળ કહુ તતકાળ. રાહુનું ફળ એવું છે સહી, બાર વરસ લગી મુખ જોવું નહીં; કદાપી મુખ જોશો સહી, તો તો વીઘન થાશે અહીં.

દોહરો.—બાર વરસ જોતાં જશે ઊતરી જશે દોશ; પછે પુત્રનું સુખ ભોગવો, એવો જોશીએ જોયો જોશ. ૧ કૌશલ્યા રાજાને કરે, પુત્રીની કરશે વાત; રાજા વચન

લોપે નહીં, માટે એમ સમજાવી વાત. ૨ વચન શીર ચડાવીયુ, રાજાએ તે ઠામ; હરખ ઘણો થયો રાયને, કરે મન ગમતાં કામ. ૩ જે જોઇએ તે મોકલે, ખાન પાન શણગાર; પુત્રી કેરો પુત્ર કરી, રમાડે તે નાર. આભુશણ પેહેરાવે નર તણા, પેહેરાવે પોશાક; બાર વરસ તો વહી ગયાં, એમ કરતાં તે જામ. ૫ માગુ આવ્યું એ રાયનુ, વીવાહ કર્યો તતકાળ; ખાંડુ આપીને મોકલ્યું, પરણવા તે બાળ. રાજસભામાં પરવર્યો, પેહેરી વસ્ત્ર શણગાર; જોઇ મોહ પામ્યા રાયજી, રીજ્યા અપરમપાર ૭ ન્યાય અન્યાય ચુકાવે ઘણાં, તે લે ન્યાય અન્યાય; વળી અશ્વ બેસીને પરવર્યો, મરગીયા રમવા જાય. ૮ કોઈ પાર પામે નહી, નર નીષ્ચે સહુને મન; તે ચતુરને ચીંતા ઘણી, જુરે રાતને દીન પેલી કાય મહારી થશે, વળી આવશે પરણી નાર; હાંશી થાશે જગતમાં ધીક ધીક મુજ અવતાર. ૧૦ મુજ માતાએ વીપરીત કર્યું, કુળમાં લગાડી લાજ; હવે મરવુ પડશે માહરે, કેઇ પેર સરશે કાજ .૧૧ એકે વાત ન ઉકલે, શી થશે માહારી પેર; પરણી પ્રેમદા આવશે, થોડા દીવસમાં ઘેર. ૧૨ મહીમા માહરો સઉ જશે, પુરમાં થાશે વાત; વળી જોબન મારૂ ખીલશે, થાશે માહા ઉતપાત. ૧૩ માટે દેહ તજવી સહી, જીવું તેતો ફોક, કીરતી થાશે ચોદેશમાં વળી હસશે પુરના લોક. ૧૪ માટે દેહ પાડી મરૂ, જઈ વન મોજાર; કોઈ ખબર કહાડે નહી, કોઇ ન જાણે વાત

ચોપાઈ.—એમ વીચાર્યુ મન મોજાર. અડધી રાતે થયો તઈઆર; ઘોડા ઉપર બેસા કરી, તજ્યો દેશ પોતે સુંદરી. ઘણા દીવસ પંથે ચાલી સહી, અઘોરવનમાં વીનતા ગઈ; રાક્ષસ એક મોહોટો ગંભીર, અશ્વ સહી-

ત મઇ તેને તીર. દીઠો અશ્વ હરખ્યો મન, આજ તો મ-
ળ્યુ મુજને ભોજન; એમ વિચાર કરે જેટલે, રાજકુમા-
ર આવ્યો તેટલે. દીઠો રાક્ષસ પડયો શરીર, વીનતા ઉ-
ભી તેને તીર; કયાંથી આવ્યો આણે ઠામ, નહીં આવે-
માનવનું નામ. આ અશ્વ સુધાં તેને ખાઉ, પેટ
ભરી મારગ જાઉ; એવાં વચન રાક્ષસનાં સુણી,
વીનતાએ વાણી ઓચરી. વચન બોલ્યા તે પા
ળો તમો, મરવા આવ્યોછુજી અમો; માટે કરડી ખાઓ
હાડ, હું તો માનુ તમારો પાહાડ. એવા બોલ વીનતાએ
કહ્યાં, રાક્ષસને મન આવી દયા; મરવા ઉપર રાજી મન
શા દુઃખે મરો રાજન. તે વીસ્તારીને કહો અહીં, ત્યા-
ર પછી ખાવાનો સહી; કોઇને મરવુ વાહાલુ નથી, કે-
મ મરવા આવ્યો સરવથી સાચી વાત જો નવ કહે મુ
ને, તો ઇશ્વરની આણછે તુને; ત્યારે વીનતા બોલી તે
જાગ, કરજોડીને લાગી પાય. માહારા દુઃખ તણો નહીં
પાર, સંક્ષેપે કહુ વીસ્તાર; હુતો રાજાની છઉં દીકરી
મુજ માતાએ ચોરી કરી, પુત્ર તણુ તેણે લીધું નામ, રા
જસભામાં હરખ્યો તે ઠામ; પુરૂષનો વેશ રાખીને રહી,
કોઇએ વાત તો જાણી નહીં એમ કરતાં વરસ થયાં તે
બાર, માગુ આવ્યુ સભા મોજાર; ખાંડુ મોકલ્યુ તેણી
વાર, વરી ત્યાંતો સુંદર નાર. એ અંધેર મુજ માતાએ
કરયુ, તમ આગળ સાચુ ઓચરૂ; પરણી વીનતા આવ
શે ઘેર, ત્યારે શી થશે મારી પેર. પ્રફુલીત થાશે મા-
રી કાય, તે કેમ રાખી મુજથી જાય; મોટી એબ લાગી
છે શીશ, માટે ધરવા આવ્યા આ દીશ. હાંસી થાશે અ
પરમપાર, શું મુખ દેખાડુ સંસાર; માટે મરવા આવી
જાણ ઇશ્વર આણ સાચી વાણ. એવાં વચન અબળા

નાં સુણી દયા આવી તેને મન ઘણી દઇતે રૂપ તપેશ-
રીનું કરયું અબળા સાથે એજ આચરયુ; એ વાત
સાંભળજો તમો, સત વચન બોલુંછું અમો.

દોહરો.—તપેશ્વરી પછે બોલીયો, વીનતા સુણજે
કાન; બેસ મારી પાસે સહી, સાંભળ કહુ તે વાત. ૧
મહા તપના જોરથી, તેને પુરૂષ કરૂ આ ઠાર; ઘેર જા-
ઓ તમે સરવથી, સુખે ભોગવો નાર. ૨ પુરૂષપણુ
આપુ તુને, સ્રીપણુ હુ લેઉ; મોજ કરો જઇ માનવી.
જીવતદાન તો દેઊ. ૩ સરત આપણે એટલી, એક આ
વે તન; પછે પાછુ આપો મુને, તો સત્ય વચન. ૪ ઉ-
પકાર હું તુજને કરૂ, પરમારથનું પુન્ય; હું તપેશ્વરી
છું તપ કરૂ, મારે કાંઇ નથી તેની તુન્ય. ૫ શીખામણુ
તુજને કહી, તે રાખજો ચીત મોઝાર; વચન એ પાળ-
જો તમો, ને સાંભળજો આ ઠાર. ૬ તો એ અરસપરસ
કરૂ, મારી વિદ્યાનો પરતાપ; કામ થયા પછી આવજો,
નહી તો દઇશ સરાપ. ૭ પ્રતીજ્ઞા કરો વાતમાં, તો હું
આપુ જાણ; બીજુ કોઇ જાણે નહી, એમ સીધ બોલ્યો
વાણ. ૮ ત્યારે રાજકન્યા ચરણે નમી, ઘણી પ્રતીજ્ઞા
કીધ; ઘણા સમ મુખે આચરી, સત્ય વચ્યન દીધ. ૯
સુરજ ચંદ્ર બે સાખીઆ, સાખી રાખ્યા શ્રી રામ; એ
ક પુત્ર થયા પછે, પાછુ આપુ આ ઠામ. ૧૦ ત્યારે તપે
શ્વરી રીજીયો, ધરયું પ્રભુનું ધ્યાન; આશા પુરૂ એ ના
રની, હું કરૂ પરમારથ કામ. ૧૧ મારા તપના જોરથી,
સફળ થજો એનો અરથ; એનું સ્રીપણું મુજને આવ-
જો, એ થાજો પુરૂષ તરત. ૧૨ એમ આશા પુરૂ એહની
જ્યાંસુધી થાય ફરજન; સત સમરપ્યુ તે વડી, કર વી-
ખે તે દીન. ૧૩ ઉગ્ર તપ ઘણાં કરયાં, તે પુનતણો પ-

રતાંપ; અરસપરસ ત્યાં થઇ ગયુ, અન્યો અન્ય એ આપ. ૧૪ નારી ફ્રીટી નર થયો, પરાગે નામ્યુ શીશ; સીધ કામ કરી આપજો એમ સીધે દીધી આશીશ. ૧૫ ત્યાં થકી ચાલ્યો પાછો ફરી, ગયો પીતા અવાસ; પોતાની નારી તેડી સહી, કર્યો ભોગ વીલાસ. ૧૬ વરસ બાર એમ વહી ગયાં, થઇ ગરભવંતી તે નાર; પુત્ર એક અવતર્યો, સુંદર રાજકુમાર. ૧૭ પછી તે રાજાએ વીચારીયુ, પાળુ મારૂ વચન; આશા મારી પુરણ થઈ, જાઉ સીધ ભોવન. ૧૮ સત વચન પાળુ સહી, જાઊ સીધના પાસ; આપુ પાછુ એહને, પ્રભુએ પુરી આશ.

ચોપાઇ.—હવે એ વાત અહીંથી રહી સીદ્ધ પુરૂશે શુ કીધું તહીં; જપતપ સહુ તેનું ગયુ, તેની પાસે કાંઇ નવ રહ્યું. બુધી ભ્રષ્ટ તે વેળા થઇ, ઇશ્વર ઉપરથી આસ્તા ગઇ; રૂવેરૂવેથી વાપીયો કામ, વેહેવ્યાકુળ થયો તે કામ. તે થકી નવ જાએ રહ્યું, તપ ધ્યાન સહુ તેનું ગયુ; મદોનમત થઇ વનમાં ભમે, કોઇ પુરૂષ મળ્યો તે સમે, તેની સાથે માંડ્યુ ઘરસુત, સ્વામી કરીને રાખ્યો ભુપ; હાશ વીનોદ કરે તે ઠાર, એમ ત્રણ વરસ ગયાં તે ધામ. તે સીધને બાળક ત્રણજ થયાં, બે પુત્ર એક પુત્રી કહ્યાં; ચોથો વળી ઉદર ગરભવાસ, એટલે કુંવર આવ્યો તે પાસ. જઇ કરીને લાગ્યો પાગ, દીન વચન બોલ્યો તે જાગ્ય; મહારાજ એક થયો બાળ, પાછો આપવા આવ્યો તતકાળ. સત વચન માહારૂ મીથ્યા થાય, માટે આપવા આવ્યો આંહ્ય. તમારૂ તમને મુબારક સહી, ઊપકાર કોઇનો ભુલીએ નહીં; રાજકુંવર એમ બોલ્યો વાણુ, પાછુ આપવા આવ્યો નીરવાણ.ત્યારે સીધ પછી બોલ્યો વાણુ, સાંભળ રાજા ચતુર-

સુજાણ; કદાપી કરીએ ઉપકાર, પાછું નવ લઇએ લગા ૨. વગર વીચારયુ કરયુંછે કામ, માટે ફળ ભોગવું આ ઠામ; મેં કરયું તેવું કરશો નહીં, કરશો તો દુખ પામ શો સહી. આ પરવશ થઇ છે મારી કાય, મેતો નર ભો-ગવ્યા છે આંય; ત્રણ બાળક રમેછે. બહાર, ચોથુ છે મુજ ગરભ મોજાર. પાછું લઇને હુ શુ કરૂ, ફાટયુ પેટ તે કયાં જઇ ઠરૂ. માટે મેંતો આપ્યું તને, તે આપ્યુ તે બકશુ મને; એમ કહીને આપી રજાય, રાજકુવર ત્યાં થી પંથે પળાય. સજન સહોદર મળીઓ તહીં, એમ કોઇએ જાણી નહીં; અકળગતી પ્રભુની સહી, તેની માયાનો પારજ નહી. નાર હતી તે નર થઇ, નર હતો તે નારી થઈ; એ વાત તો પુરી થઇ, કોટવાળે વજીરને કહી. માટે શેહેરની તપાસજ લો, જશે શેહેર રાજાને કહો; તેવી માયા રચી આ ઠામ, મોટું શેહેરને ઉત્તમ. ધામ. લોક સરવે રહ્યાં ત્યાં જઇ, એ વાતમાં સંદેહ નહીં તે રીતે શેહેર તમારૂ જશે. માટે રહેજો ચોકશે પરમેશ્વ રે રચ્યો છે ખેલ, એ આગળ ઇંદ્રાસન સેહેલ; ત્યારે વ-જીરનું રીઝયું મન, કોટવાળ સાથે બોલ્યો વચન. તમો નજરે જોઇ આવો અહીં, પછી ખબર કહાડોની સહી; પછે કરીએ રાજાને જાણ, એવું વજીર બોલ્યો તે વાણ.

દોહરો.—કોટવાળ ત્યાંથી ઊઠીયો, થયો ઘોડે અ-સ્વાર; છડી અસ્વારીએ પરવરયો, જોવાને તેઠાર. ૧ દી ઠી રચના દુરથી, જાણે સુરજના અવાસ; જાણે દીનકર ઊગીયો, એવી જોત પ્રકાશ. ૨ જોતાં ભુખ ભાગી ગઇ ધન આંહીના લોક; ધન નગરના અધ પતી, સમીયા સઘળ શોક. ૩ લોકે જઇ કહ્યું રાયને, કોટવાળ આ-વ્યો આ ઠામ; જે હુકમ હોય તે કીજીએ, વચન કરીયે

પ્રમાણ.૪ બેસાડો રત્નમહેલમાં, આગતા કરો જઇ તા ય; એવાં વચન રાયનાં સુણી, કોટવાળની ઝાલી બાંય ૫ રત્ન મેહેલમાં લઇ ગયા, મુખ આગળ મેલ્યાં પાન રક્તમણીસુવરણમાંજડી જાણે શોભા કોટી એ ભાણ.૬ કોટવાલની વતી કેહેવાતુ નથી, ચીત ભરમ થયો તતકાળ જળહળ જોત ઝળકી રહી, થઇ રહ્યું ઝાકઝમાળ ૭ ફુવારા છુટે અતર ગુલાબના, બીજી સોભાનો નહીં પાર; સુગંધી નાના પ્રકારની, કહેતાં નવ આવે પાર.૮ હવે રાજકુવર ત્યાં આવીઆ, જાણે ઇંદ્રપુરીનો રાય; કોટવાળ ઊઠી ચરણે નમ્યો, કરજોડી બેઊ ત્યાંય. ૯ કુવર પ્રતે મુખ બોલાયો, સીરકસ્તાન અમારૂ ગામ; ત્યાં સતવાદી રાજા વસે, જલતસંગ તેનું નામ.૧૦ તેણે મોકલીઓ મને. કહેવાને એક વાત; રીશ ન કરશો મુજ ઉપરે, તે માંડીને કહુ ખ્યાત. ૧૧ કહ્યા પ્રમાણે હું કરૂ, જોડીને બે હાથ; ત્યારે રાજકુવર બોલીઓ, સાચો કહોને વાત ૧૨ શું કહાવ્યું છે રાયજી, શી છે એમાં રીસ; જે કહેવાડાવ્યુ તે તમે કહો, કરતા હમારા જગદીશ ૧૩

ચોપાઇ.—ત્યારે કોટવાલે જોડયા બે હાથ, બોલ્યા રાજકુંવરની સાથ; તમો છો દેવાંશી અવતાર એમ દેવ રચના દીઠી આ ઠાર. કોણ જાતને શું છે નામ, કેમ વસાયા છો આણે ઠામ; શેહેર અમારૂ ઉજડ થયું, અહીં આવીને વશાઆ સહુ. એક મેણમાં બે તરવાર, કેમ રહેશે તે કરો વીચાર; અમ શેહેર સમીપે વસીયા તમો, કંઇ પેરે કરશુંજી અમો. જુધ કરવુ હોય જો મન, તો તઇયાર છે મારો રાજન; દગો કરવા આવ્યા આ ઠામ, એ વાતમાં રાજી નહીં રામ. એ વાતનો પ્રતીઉતર દીજીયે, પછે પંથ અમારો લીજીએ;

ઇશ્વર આણુ એ વેળા સહી, સાચી વાત જો કહો નહીં. લશ્કર નથી મુજ પાસે સરવથી, મારે લઢવુ કો સાથે નથી; નથી જોઇતું કોઇનું રાજ, નથી લડવાનું મારે કાજ. નથી તમ સાથે મારે વેહેર, હું તો બેઠો છું મારે ઘેર; બેઠો ધ્યાન ઇશ્વરનું ધરૂ, સત્ય વચન સાચુ આચરૂ. સત વચન પાળુ પાંસરો, સુખે રાજ તમારૂ કરો. ત્યારે હરખ્યો કોટવાળ મન, માગી શીખ ઉઠયો તે દન; ગયો પાછો પોતાને ગામ, વજીરને મળ્યો તે ઠામ. વાત વીસ્તારી સહુને કહી, જે જે વાત તે સાથે થઇ; સરોવરને સઘળુ છે ગામ, ઇંદર સરખો રાજા તે ઠામ. મને ઘણી આબરૂ આપી સહી, સંતોખીને મોકલ્યો અહીં. ત્યારે વજીરની થઇ નીશાય, આવ્યો રાજસભાની માંય; ડંડવત કરીને નામીયું શીશ, પછે મુખ બોલ્યો તે દીશ. આપણા શેહેરથી ત્રણ જોજન, ઘણી ઝાડી ભયાનક વન; ત્યાં તો વસાવ્યુ કોઇએ શેહેર, દેવ કામ હેતતાઇ મેહેલ. ઇંદ્રાસનથી શોભા બહુ, શું મુખે વીસ્તારી કહુ; આપણા લોક વસ્યા ત્યાં જઇ, અડધ નગરી ખાલી થઇ. કોટવાળને મોકલ્યો તે જાગ્ય, જઇને જોઇ આવ્યો બાગ; પુછી વાતને લાવ્યો પ્રાર, તે પણ વાત કહુ આ ઠાર. ઘણું રૂપને શોભા વીસાળ, છે કોઈ પરમેશ્વરનો લાલ; કહે હું કાંઇ નડતો નથી. સુખે, રાજ કરો સરવથી.

દોહરો.—સુણી વચન વજીરનાં, અચરત પામ્યો રાય સભા સહુ વીશમે થઇ એ કારણ શું કહેવાય. આપણા સેહેરને પાદરે, કોણે વસાવ્યું ગામ; એવાં બે માથાનો કોણ છે, એમ રાજા બોલ્યો તે ઠામ. કોઈ સાચુ જુઠુ કહે, બેઠા સભાના લોક; રાજાને મન નીશ્ચે

થયું, પ્રગટયો મનમાં શોક. વજીર વચન મીથ્યા નહી, નીસ્ચે સાચીવાત; રાજા ચીંતાતૂર થયો. કંઇપેરે ભાગુ ભ્રાંત. માનવ તણો નહી આશરો, કોઇ દેવ દાનવનું કામ; દેવ રચના તેને રચીં, કીધાં નઉતમ ધામ કદાપી હું ત્યાં પરવરૂ, મળવા કારણ રાય; કેદ કરી રાખે સહી, તો હાંસી થાય પુરમાંય. એમ વીચારી મન વીખે, વજીર શું બોલ્યા વાણ; તમો ચરચા જુવો સહી, તમે, જાતે ચતુરસુજાણ. એ દેવ દાનવકે માનવી, લ્યોની જઇને પેર; દેવ રચના કોણે રચી, તે શું છે કારણ ઘેર. માટે તમે ત્યાં પરવરો, જુવો ચતુરાઇ ચાલ; કપટી હોય તો પાછા આવજો, નહીંતર કરજો વહાલ. મીત્રાઇ તે શુ કીજીએ, કોઇ હોય ચતુરસુજાણ; કપટી હોય તો જુદ્ધ કીજીએ, એમ રાજા બોલ્યા વાણ. એવાં વચન સુણી રાયનાં, ઉઠયો વજીર તેણીવાર; છડી અસ્વારી પરવર્યો, જયાં સ્વર્ગપુરી તે ઠાર. દીઠી રચના દુરથીં, ઉદેકાર ઉદ્યોત; પુર વીંખે તે પરવરયો, જુવે દીપકની જોત. બાગ બગીચા ને વનસ્પતિ, મેહેલ અટારિ અવાસ; સુવરણમાં મણી જડ્યા, ઝળકી રહ્યા ચોપાસ. જોતો જોતો આવિયો, જયાં મોટા દરબાર; દીઠો વજીરને આવતો, શોભાનો નહી પાર. અરજ કરી જયાં રાયને, વજીર આવ્યો આ ઠાર; સીરકસ્તાનના રાયનો, એમ કહિને કરિ સલામ.

ચોપાઇ.—એવાં રાજકુંવરે સુણ્યાં વચન, પ્રસન થઇ બોલ્યો તે દન; મોતિ બાગમાં બેસાડો જઇ, હું મળવાને આવું નહીં. આગતા સ્વાગતા કરો અપાર, પાન ફુલ મુકો તે ઠાર; એવાં વચન સેવકનાં સુણી; ગયો સામો વજીરની ભણી.કરજોડીને કરયો જુહાર, બેસાડયો

મોતીના બાગ મોઝાર; પાનફુલ આપ્યાં મુખ વાસ, સુગંધી મુકી છે ચોપાસ. અતરનો હોજ ભરયો છે તહીં, ફુવારા જારી કીધા છે સહીં; વજીર દીગમુડ રઇ ગયો, શોભા જોતાં અચરત થયો. ઠામે ઠામ મોતિની ઝાલ, એક મોતિનું નવ થાયે મુલ, એવાં કોટી મોતી ચોપાસ, દેવ રચના દેવતાઇ વાસ. માનવ કેરૂ નથી એ કામ, શીવ વીષ્ણુ કે બ્રમાનું કામ; એમ વિચાર કરે જેટલે, રાજકુવર આવ્યો તેટલે વજીર ઉઠીને લાગ્યો પાય, નીશ્ચે દેવતા એ કહેવાય; એવું રઢીયાળુ દીઠુ રૂપ ઇંદર સરોખો દીઠો ભુપ. ત્યારે વજીર કરજોડી રહ્યો;, રાજકુંવરે બોલજ કહ્યો; કોણ દેશ ને શું છે નામ, શા અરથે આવ્યા ઠામ; ત્યારે વજીરે કરી વીનતી, સીરકસ્તાનનો પ્રથવીપતી. જલદસંગ રાજાનું નામ. તેનો મોકલ્યો આવ્યો આ ઠામ: વજીર તેમા છીએ અમો, અરજ એક સાંભળોની તમો. આ દેવરચના દેવતાઇ મેહેલ. એ આગળ ઇંદ્રાસન સહેલ; છો તમે ઇંદ્રાસનના ભુપ, ધરી આવ્યા માનવનું રૂપ. અમારા ગામનું પાદર સહી, ન ઉતમ રચના કરી અહીં; એએ અનક મન માને સહી, માટે મુને મોકલ્યો અહીં કીરપા તમારી હશે સહી, તો તો નગર વસવાનું અહીં; નહીં તો કોઇ માણુસની થાશે હાણ, વીપરીત વાત સાચી નીરવાણ. કીરપા દ્રષ્ટી તમારી હોય. તો રાજા મળવા આવે સોય; એવાં વચન વજીરનાં લહ્યાં, રાજકુંવરે બોલજ કહ્યાં તમારા રાજા ને કહેજો મુખ, શાને તમો ધરોછો દુખ સુખે ભોગવો તમારૂ રાજ, શાને મનમાં કરોછો લાજ, ચીંતા ફીકર કાંઇ કરવી નહીં, સુખે રાજ ભોગવો અહીં; મળવા આવો સુખે તમો, એ વાતમાં રાજી અમો. ત્યારે કરજો

ડી કરી વીનતી, આઠમે દીવસ આવશે અધીપતી; એ મ કહીને મંદીર જાય, પાછો આવ્યો જ્યાં છે રાય.

દોહરો.—વીદાય કરી વજીરને, પોતે ગયો વીનતા પાસ; હશી વચન મુખ બોલીયો, આજ પોહોચી મનની આશ. મુજ પીતા મળવા આવાવશે જોઇશુ અન્યો અન્યમુખ; વીજોગના સંજોગ થસે થસે, માંહો માંહે સુખ. ઓશીંગલ થાઉ તાતને, સેવા કરૂ આ વાર આગતા સ્વાગતા કરૂ, તો પામીશ જસ સંસાર. ત્યારે મેમુદા ઓચરી, સમરો અબોલા માત; જે જોઇએ તે આપસે, થાઓ ઓસીગલ તાત. એવાં વચન સુણી નારનાં. ધુપે વાળ લઇ નામ; તરત ખબર તેને થઇ, આવી પોચી તે ઠામ. મેમુદા લાખી બે સુંદરી, ત્રીજો રાજકુમાર; હાશ વીનોદ કરે સહી, આવી પોતે ઠાર. મેમુદા ચરણે નમી, લાખી નમી તે સાથ;રાજકુંવર ચરણે નમીયો, જોડી કરી બે હાથ. અબોલા રીઝી ઘણુ, જોઈ નરનારીની જોડ; ઘણી પ્રસન મનમાં થઇ, પોચ્યા મનના કોડ. આ કોણ બીજી પ્રેમદા, કુવર કહે મુજ નાર; તે પણ જોઇ રીઝી ઘણુ પ્રસન થઇ તે ઠાર. ખોળામાં બેસાડીઆં, નરનારી બેઉસાથે; હશી વચન મુખ ઓચરી. માથે ફેરવ્યો હાથ. કેમ સમરી મુજને તમો, કેમ બાળ્યો મુજ વાળ; શી ઇચ્છા છે મન વીખે, તે માગી લ્યો તત્કાળ. માતાજી આપો તમે, તે કોઇથી નવ અપાય; સ્વર્ગનાં સુખ ભોગવીએ અહીં, તે તમતણો મહીમાય. આ મેમુદા તમારી દીકરી, તેને મળવાનું થયુ મન; સમરણ માત્રમાં આવ્યાં તમો, ધન ધન આજનો દન. માતાજી એક બીજી વીનતી, માત પીતા છે જેહ; તે જોવા આવે છે બાગને, તેથી આણું દ

વરસો મેહ. ઘણે વરસે જોશું અમો, માત પીતાનું સુખ; વીજોગનાં સંજોગ થશે, જોઇશું અન્યો અન્ય મુખ. એ ની આજ્ઞા હું કરૂ, તો થાય જગતમાં નામ; અબોલા કહે ઇચ્છા હોય, તે આપુ આણે ઠામ.

ચોપાઇ.—માતાજી મળવા આવે પીતાય, તેને એ શીંગલ આંહ્ય; બાર કોસ અહીંયાંથી ગામ રચના કરવી બાહાર મુકામ. એકેક કોશને છેટે સાર, તંબુ તણાવો ઝાક ઝમાલ; રંગ બેરંગ જુજવી જાત, ભક્ષ ભોજન તેથી વીખ્યાત. બીછાના રંગબેરંગી સહી, કીનખાપ મુખમલ સીવાય નહી; તે બાર કોશ લગી જાણ, તે ઉપ ર ચાલી આવે રાજન. આબરૂ આપુ મુજ તાતને, છું ઉમેદવાર મળવા માતને; અબોલા ત્યારે હરખ્યાં મન, રાક્ષસને રજા આપી તે દન જરી તણા તંબુ જઇ કરો, એકેક ગાઉને છેટે ધરો; કીનખાપ મુખમલના સાર, જ- મીન ઉપર પાથરો નીરધાર. તસુ જગા કાંઈ ખાલી ન- હી, જાઓ કરો તે વેગે જઇ; એવાં અબોલાનાં સુણી વચન, સજ થયાં સઉ રાક્ષસ જન. દેવતાઇ માયા મ- ળી તેની વાર, ધારી વસ્તુ કરે તે ઠાર; દેવ રચના કરી તે ઠામ, કીધાં તંબુ નઉતમ ધામ. ખાનપાન ભરચાં તે જાગ્ય, આવીને લાગ્યા તે પાય; સીધ કામ કરીઆવ્યા અમો, જે જે ફરમાવ્યુતું તમો. તેવાં વચન રાક્ષસનાં સુણી, અબોલાએ મુખ વાણી ભણી; કહ્યાં પ્રમાણે કી ધુ તહીં, મળી બેઠી અબોલા ગઇ. વળી કદાપી પડે જો કામ, તોતો સમરજો આણે ઠામ; એમ કહી અબો- લા જાય, રાજકુંવરને હરખ ન માય. દેવ રચના માર- ગમાં થઇ, એવી રચના નત્ર જાએ કહી; રંગી બેરંગી પાથરીઆં પાટ, સોભી રહી રસ્તાની વાટ. લોક જોઇ-

ને આવ્યાં તહીં, રાજકુંવરને વાત કહી; હવે વાત અ-
હીંથી રહી, વજીર ગયો ત્યાં શી ગત થઇ. જઇ જલદ
રાજાને પાય; સઘળી વાત કહી જ્યાં રાય; મેહેલ બાગ
રાજાનું રૂપ, ઈંદ્રપુરી ઇંદ્રાસનનો ભુપ. તે સીવાય કોઈ
બીજુ નહી, તમને કહુ નીશ્ચે કરી અહીં; નથી તેને કો
ઇ સાથે વેર, આદરમાન આપે બહુ પેર. સકળ જનમા
રો મહારો કરી; તમ પાસે આવ્યો પાછો ફરી; નીમક-
હલાલ કરવાને કાજ, નહીતર ત્યાં રહેત મહારાજ. એ-
વાં વચન વજીરનાં સુણી, સભા સઉ અચરત થઇ ઘ-
ણી; રાજા રીઝયો અતીશે કાય, આનંદ તેના અં
ગ ન માય.

દોહરો.—ગુલબંકાવળી પણ છે તહી, સભા તણે
મોઝાર; તેણે વાત સહુ સાંભળી, કરવા લાગી વીચાર.
તે નરતો નીસ્ચે સહી, મારા ફુલ તણો હરનાર; જોવી
રચના મારે ત્યાં જઇ, એમ નીસ્ચે કરયુ તે ઠાર. ત્યાં
જલદરાજા રીઝીયો, જોઇ મેહેલને બાગ; ધન ધન તે
નરને સહી, જેણે રચના રચી અથાગ. વજીર વખાણ
કરે ઘણુ, જોઇયે તેતો આ ઠાર; એમ સ્વારી તઇયાર ક
રી, ઘડી એક મોઝાર. એવાં વચન સુણી રાયનાં હલ-
કારા દોડયા ચોપાસ; ઠામ ઠામ જાહેર કરયું, સેનાપતી
જે વાસ. ઊમરાવ અમીર સરવે મળી, થયા ઘોડેસ્વા
ર; હસ્તી સહીત ટોળે મળ્યા, રાજાને કરયો જુહાર.
ચડી સ્વારીએ નીશરયા, માણુસ એક હજાર; રશાલો
સહુ પોતા તણો, નીસરયો, શેહેરની બાહાર. અમીર
સહુ પોતા તણા, વજીર ને કોટવાળ; પુત્ર ચાર સહુ
પરવરયા, જોવા કારણ તે ઠાર. ગુલબંકાવળી મરદ
સહી, તેનું બહુ પાકન; રાજા ચાલ્યો જોખમાં, ઘોડા

ઉપર અસ્વાર. પુત્ર ચારે મુખ આગળે, છત્રીશ વાજાં વાય; ઘણી શોભાથી પરવર્યો, જેવા કારણ રાગ. રાજાને હરખ ઘણો, કયારે જોઉં એની કાય. તીરવા બે ત્રણ ચાલીયો, ત્યાં દીઠો નઉતમ ધામ. બીછાના નાંખ્યા મુખમલનાં, દીઠા તેણે ઠામ; તંબુ દીઠા જરી તણા, જાણે ઝળકે ભાગ્ય. જરી મંજરી કસબા તણી, ઉદેકાર ઉદ્યોત; જોઇ રચના વીસ્મે થયો, બાછાના અમુલ્ય છે જોત. તંબુતણી ઉપમા શી કહુ, ઇંદ્ર સભી સમતુલ્ય; હરખ ઘણા થયો રાયને, જોતામાં છે અમુલ. વજીર પ્રતે વાણી કહી; તમે બાર કોશ પોહોચ્યે મુકામ; ત્યારે આ શોભા કોણે રચી; દેવપટ મુકામ. રચના ત્યાં નઉત્તમ થઇ, અચરજ થયો વજીર; આ નઉત્તમ ખેલ નવો થયો, કાલે નોતુ આણે તીર.

ચોપાઇ.—એમ કરતાં ચાલી આવ્યા પાસ, ચરણે આવી નમ્યા તે દાસ; કરજોડીને બોલ્યો તે દીશ, જલદ રાજાને નમાવ્યું શીશ આ વીશ્રામ ઠામ કરયા તમકાજ, એ સ્થળે વીશ્રામ કરો મહારાજ ઘડી એક ત્યાં સુખીયા થાઓ, પછી ત્યાં મળવાને જાઓ, આગતા સ્વાગતા તમારી કીજીએ, લાહાવો લાખેણો લીજીએ; એમ કહી લાગ્યા પાય, રાજા મનમાં અચરત થાય. અ સવારી રાખી તે રાય, પોતે ગયા તંબુની માય; શોભા જોતાં અચરત થયો, કોહો ભાઇ આ તે શું કહો. અચરત પામ્યા સઘળા લોક, સમ્યા તેના મનમાં શોક; કવી કહે શું કહુ કથી, સોભાનો તો પારજ નહી. સંક્ષેપે કરયો વીસ્તાર, એથી શોભા બીજી અપાર; દેવતા સરખા તહાં વીસમે થાય, સહુ રચના જોઇ તે રાય. ખાનપાન મેવા ને ફુલ, સુગંધ બેહેકી રહી છે અમુલ; જ

લદરાય બેઠા ત્યાં જઇ, જાણે ઈંદ્રની શોભા છે તહીં. ચાર ઘડી ઠરયા તે ઠાર, પછી સ્વારી કરી તઇયાર; ત્યાં આબરૂં મુજને દીધ, સફળ જનમારો મારો કીધ કયારે જોઇશું એનું મુખ.ધન ધન એની માની કુખ;એમ કહીને નીસરચા બાહાર, સરવ લુંટાવી દીધુ તે વાર. મુખમલ બીછાના જરીના કામ, સરવ લુટાવ્યુ તે ઠામ; રાંક લોક સઉ નાહાલજ થયા જલદ રાજા સઉ વીસમે થયા. ઈંદ્રાપુરી આશરે કામ, અનગલ બેઠા હશે દામ; ગણીતમાં કાંઇ આવે નહી, કેમ લુટાવી દીધુ અહી. ત્યારે ચાકરે જોડયા હાથ, અરજ કરી બોલ્યો તે સાથ; તમારે મન અમુલખ સહી, મારા રાજાને વીસાતમાં નહી. સોનુ રૂપુ ઝવેરને લાલ, હીરા મોતીનો પરવાળ; સ્ફાટીકમણીને લીલા મણી, જડીત મેહેલની શોભા ઘણી. તેને મનથી ત્રણ માત્ર, તમ ઉપર કરૂ ખેરાત; એ હુકમ પ્રમાણે કીધું અમો, સુખે આગળ પધારો તમો. અચરત પામ્યા સરવે જન, વળી આગળ ચાલ્યો રાજન; ઝળકારે જબકારો થાય, તેથી રાજા ઘણો અકળાય.

દોહરો.—જલદ રાજા અચરજ થયો, વળી આગળ ચાલ્યો જાય; એક કોશ વળી ચાલીયો ત્યાં દીઠી વળી રચનાય. બમણુ કામ પેલા થકી, બીછાનાં શુભ અમુલ્ય; તેની રચના શી કહુ, સુરજને વળી સમતુલ્ય. જળહળ જોત ઝળકી રહી, ઘણાં ચીત્ર વીચીત્ર કામ; રાક્ષસ જાત સરવે મળી,તેણે કીધો દંડ વંત પ્રણામ.આગતા સ્વાગત ઘણી કરી, દીધું ઘણું એક માન; અબીલ બરાસ મેવા ફુલ, મેવા ફળ ને પાન. એક ઘડી તેમાં કરી; વળી ત્યાંથી નીસરચા બહાર; તે પણ લુટાવ્યું સહી, ઘડી નવ લાગી વાર. ત્યારે રાજા મુખથી બોલી

યો, શું કરોછો આ કામ; મારા ખાવીંદના હુકમથી, ત મપર ખેરાત આ ઠામ કશી ગણતરી એની નથી, નથી ખજાનો ખોર, હીરા ઝવેરના ઢગલા બારણે, તેને શી વાતના ખોટ. એ હજુરી રાયની, નથી દીઠા તે રચ્ય નાય; લુંટાવી દીએ એક પલકમાં, તે જોઇને વીસ્મે થાય. એમ વાત કરે તહીં, આણંદ અંગ ન માય; તાજલમુખને ખબર થઈ, કે આવ્યા મુજ પીતાય.

ચોપાઇ.—ઘણું પ્રસન થયા તે વાર, પોતે સ્વારી કરી તઇયાર; મળવાને સામા પરવરયા, હરખ ધરી પોતે સંચરયા. દીવ્ય વસ્ત્ર સજ્યા શણગાર, શોભા કેતાં નવ આવે પાર; કામદેવ સરીખુ રૂપ, ઇંદ્રની સરખો દીસે ભુપ. છડી સ્વારીએ આવ્યો તહીં, એક કોશ સામો તે સહી; તે જલદરાએ જાણી વાત, રૂંવે રૂંવેથી થયો રળીયાત. ધન ધન મારે આજનો દન, પરમેશ્વર થયો પ્રસન; ઘેર બેઠે ગંગા મળી, જોતામાં પાપ જાશે પરજળી. મારા પુન્ય તણો નહી પાર, સામો મળવા આવ્યો આ ઠાર; એમ વિચાર કરે છે રાય, રાજકુંવર ઉભા છે ત્યાંય. જાણે બીજો દીનકર સુર, એવું ઝળકે મુખપર નુર; સભા સરવે ઝાંખી થઇ, કોઈથી સામુ જોવાય નહી. જાણે ચીતરાંમણ લખીયા ભીંત, એમ થઇ ગયાં સઉનાં ચીત; જલદરાજા ઉઠયો તેની વાર, અન્યો અન્ય કર્યો જુહાર. પ્રેમ આલીંગન દઇને મળ્યા, દુઃખ હતાં તે સઘળાં ટળ્યા; રાજકુંવરે કરી વીનતી, ભલે પધાર્યા પૃથ્વીપતી. ભલે પધારચા આણે ઠામ, પાવન કરો આવી મુજ ધામ; શરણે આવ્યા તમારે આજ, પુરણે ભાગ્ય અમારે કાજ. રાંક જાણી કરૂણા કીજીએ, જશ મહીમા અમને દીજીએ; કરૂ સેવા હું રૂડી પેર, આજ પધા

રો મારે ઘેર. સેના સહીત ચાલો મુજ સાથ, એમ કહી ને જોડયા હાથ; તેમ તેમ રાજા અચરત થાય, એ સાચુ કે સ્વપ્નુ કહેવાય. બંકાવલી સરવે જુવે છે ખ્યાલ, તે પણ મનમાં થઇ ખુશાલ; એ નર સીવાય બીજો નહી, જોઉ ચરચા શું થાય અહીં. એમ જોઇ સઉઅચરજ થાય, ઊઠા ત્યાંથી સરવ સભાય; અસ્વારી થઇ તઇયાર, આગળ રાજા પાછળ રાજકુંમાર. છત્રીસે વાજાં વાજે સહી, બીજી શોભા નવ જાએ કહી; એ રીતે આવ્યા પુર પાસ, જાણે શોભા સુરશ પ્રકાશ.

દોહરો—દીઠી રચના ત્યાં દેવની, ઉદેકાર ઉદ્યોત; જાણે કોટી સુરજ ઊદે થયો, જાણે જલહલ જોત. બાગ બગીચા રાવડી, જાળી અટારીને માલ; કામ બધુ સોના તણુ, માટે જડયા હીરાને લાલ. ઘર કોટને કાંગરા, સોના કરી તે કોર; દશ કોસની વસ્તી તહીં, તેં શોભા અપરમપાર. વૃક્ષ ઝાડ ઝળકી રહ્યાં, સોના રૂપા કેરા વીલાસ; માણેક લાલ લીલામણી, ને સારૂ ઝળકે લાલ. કવી કહે શું વરણવું, દેવતાઇ સઘળુ કામ શી શી રચના તેની લખુ એ રચના એ ઠામ. દીગમુઢ સઘળા થઇ રહ્યા એ કારણ શું કહેવાય; અવતાર સફળ સઉના થયા, એમ કહીને જોતા જાય. જોતાં ચાલ્યા સહુ, ગલીકુંચીને બજાર. બાગ બગીચા રાવડી, આવ્યા મેહેલમાં તે ઠાર. રાજકુંવરે હુકમ કર્યો, હીરાબાગ કરો તઇયાર; ઊતારો તેમાં રાયને, તેમાં શોભા અપરમપાર. જાણે કોટી દીપક પ્રજાળીઆ, જાણે ઝળકી હીરાની જોત; બીજી રચના તેમાં ઘણી, ઉદેકાર ઉદ્યોત. જરીના બીછાના તકીઆ ત્યાં, તેમાં પણ હીરાનાં કામ; બેસાડયા તેમાં રાયજી, જાણે ઇંદ્ર શોભા તે ઠામ. ફુવારા જારી કરયા, ગુલાબ

અતર જાંહાં; સેર ધારા છુટે તહીં, સુગંધ બેહેકી રહી ત્યાં બીજી ખુશબોનો પારજ નથી, તરેહ તરેહનાં તેલ; ભરી છાબ ત્યાં પુષ્પએ થઈ રહી રંગની રેલ, ભક્ષ ભોજન મુકયાં ઘણાં, મેવા ફળ પકવાન. આગતા સ્વાંગતા કીધી ઘણી, કરાવ્યા અમરત અહાર; રાગ રંગ પછે ત્યાં થયા, ગુણકા નાચે તે ઠાર. આણંદ સહુને અતી ઘણો ખુશાલી સહુને અંગ; ગુલબંકાવળી મનમાં દુઃખ ધરે, તેનો કહુ મહીમાય.

ચોપાઇ.—ગુલબંકાવળી ધરેછે દુઃખ ઉતરી ગયું તેનુ મુખ; એતે શું કારજ કીરતાર, મારી સઘળી રચના આ ઠાર. મેહેલ બાગ બગીચા સહી, કોણ ઉચકી લાવ્યુ અહીં; મરત લોકમાં એ કેમ થયુ, એવુ દુઃખ કોણે મુજને કરયું એ રીયસીય મારી સહી, કેમ કરીને આવી અહીં; માટે ફુલ તણો એ નાખ્યો ચોર, આ દુઃખ કેમ કરૂ ઘનઘોર. એ કઇ પ્રકારે આવ્યો અહીં, મુજને તો અચરત સહી; એમ ઘણી દુખીઆરી તે થઈ, પછે પાંચ પરી તેડી તંહીં ગુપત કરી તે સાથે વાત, આતો મોટો થયો ઉતપાત; સરવ વસ્તુ આપણી આવી આંય, એતો કારણ શું કહેવાય . આ દેવતા કેરો કોપ, આપણો દેશ થયો અલોપ; મતી ભંગ થઈ પડી આંય, નથી સુઝતો એકે ઉપાય. તમો જઈને જુવો તહી, આપણી વાડી છે કે નહી; ચાર ઘડીમાં લાવો તપાસ, પછી ફરી આણો આવો આ વાસ વચન વીનતાનું મુસ્તક ધરૂ, ગગન મારગે પ્રવેશ જ કરૂ, ઉડતી વીધા તેને શી વાર, પવન પેહેલાં જાઓ તે ઠાર એવો પરી તણો મહીમાય, ચાર ઘડીમાં પહોતી ત્યાંય; બંકાવળીનો છે જે ગામ, વળી સરવે જાંહાં છે મુકામ. ફરી વળી તે ચારે પા

સ, દીઠી રચના પોહોતી આશ; રતીભાર કાંઇ ઓછુ નથી, ધારીને જોયુ સરવથી. ત્યાં નીશા પોતાની કરી, પછી ઉડી ચાલી સુદરી; ચાર ઘડીમાં આવી તે ઠાર, ગુલબંકાવળીને કરયો જુહાર. આ ણી વાડી મેહેલને બાગ, સરવે અનામત છે તે જાગ; આંહી અંતર નથી, એ નીસ્ચે વાત સાચી સરવથી. એ પ્રભુ તણી માયા-નો નહી પાર, કોઇ દેવતાએ રચ્યો આ ઠાર. એવાં વ-ચન સુણી તે ઠાર, ત્યારે હરખ પામી અપરમપાર; ચર ચા જોવા બેઠી તહી, હાસવીનોદ થાએછે સહી, ઘણી ખુશાલી તેને મન, નચીંત થઇ બેઠા સહુ જન; રાજકું-વરે પછે કાડી વાત, ભાગવા સઉના મનની ભ્રાંત.

દુહા ત્યારે રાજકુવર મુખ બોલીયો. સુણીએ રાયજી વાત; હકીકત તમારી કહો, ભાગે મન ઊચાટ, રાજરી-તી શી રીતે કરોછો. પ્રજા તણા પ્રતી પાળ, નારી ફર-જન તમને સહી , તે કહો માંડીને વાત પ્રધાન તમારો ડાહ્યો હશે, કોટવાલ હશે તેણી વાર, તે સરવે કહો ત મો પછે અમે કહેશુ અમ વાત; ત્યારે જલદસીંગ પછે બોલીયો, સાંભળો રાયજી વાત, એ હકીકત માંડી કહુ, ચીતમાં લાવો ખ્યાત.

ચોપાઇ.—સુણો રાય ચતુર સુજાણ ખાતરી વીણા છઇએ સનતાન; રાજ ચલાવુ રૂડી પેર, ઘણી અલખ-ત છે મારે ઘેર પ્રધાન કોટવાળ છે રૂડી રીત, તે ઘણા ડાહ્યા છે ચીત; ઘરમાં તરૂણી છે એક, તેને પુત્ર ચાર વિ-વેક, તે પુત્ર અમારા. આગળ સહી, તેના ગુણનો પારજ નહી, કામ કહ્યું કરેછે તરત, નથી લાવતા મનમાં ગરવ.

દોહરો.—ત્યારે રાજકુંવર પછે બોલીઆ, કહી ત-મોએ સત્યજ વાત; ચાર પુત્ર તમો કહો પણ મે સાંભ

ળ્યા પાંચ. તમો જે ચાર કહો છો સહી, તે અચરત સરખી વાત; પાંચમો પુત્ર કહો કયાં ગયો, સાચુ કહો વીખ્યાત. જલદસંગ ત્યારે બોલીયો, સાંભળો રાયજી વાત; પાંચમાની વાત કહેવાંની નથી તેમાં ઘણો ઉત્તપાત; જન્મ થયો તે પુત્રનો, જોશીએ, કરયો વાચાર. આ પુત્રને જોતાં અંધ થશો, એ અચરત્ત સરખી વાત; માટે દેશવટો દીધો એ પુત્રને, કહાડયો જંગલ મોજાર; વજીર સાથ પરવયો રક્ષા કારણ સાથ; ત્યારે રાજકુવર પછી બોલીઓ, કેવુ હતુ તેનુ રૂપ; નામ તેનુ શુ હતું તે વીસ્તારી કહો ભુપ. જલદસંગ ત્યારે બોલીઓ, શુજાણું એનુ નામ; વજીરને પછે તેડીઓ, સાચુ કહો આ ઠામ; તે વજીર આવી ઉભો સહી, કરજોડી કરયો પ્રણામ શુ ફરમાવો છો રાયજી, એમ કહીને નમ્યો તે ઠામ. રાયકુવરે પછી ઓળખ્યો, નીષ્ચે વજીર કહેવાય એણે પાળી મોટો કરયો, એ વાતમાં નહી સંદેહ; ભણાવ્યો ગણાવ્યો છે મુને, કીધો ઘણો ઉપકાર; એમ વિચારી મન વીખે, પુછ્યુ સભામોજાર. પાંચમો પુત્ર રાજા તણો, તે સોપ્યો તમને જાણ; તેનાં નામ કળા ગુણ ચાતુરી, ધારીને કહો મંડાણ; પછે વજીરે માંડી કહ્યું, જે પુરવે હતી વાત તે સાંભળીને હરખાયા, ખુશી થયા સહુ સાથ; ત્યારે વજીર કહે સહુ સાંભળો, કહુ અચરજ એકવાર. પાંચમો પુત્ર જે હતો, તેવો છે આ રાજકુમાર એ કાનની ચતુરાઇ તે તણી, રૂપ રાગને રંગ; મે પરીક્ષા એની કરી, પાંચમો પુત્ર એ સંગ. મારા પુન્યથી ઓળખ્યો. સાચી કહુછું વાત; માહારાજ એ ખોટી કહો, વીસ્તારી કહો વાત.

ચોપાઇ.—નીસાની એધાણી સહુ મળી, મળ્યા અ

ન્યો અન્ય; પોતે રહી તમને મળવાને તેડેછે તહી, વે
ગે કરીને ચાલો વહી. એવાં વચન સેવકનાં સુણી, ખુ
શાલી વાધી મનમાં ઘણી; તે વીનતા તણુ ઘણુ દુખ જો
વાન્ચાલ્યાં મા પુત્રનુ મુખ વધામણીમાં આપ્યા શણ-
ગાર સુખપાલ ઉપર બેઠા તે ઠાર; માતા પુત્રને મળ્યાં
તહીં, શોભા જોતાં દીગમુઢ થઇ રાજકુંવર જઇ નમી-
યો પાય, હુંતો પુત્ર તું મારી માય; દીઠુ મુખને દુખ ગ
યુ વીસરી, રૂપે રૂપેથાં રાણી ઠરી; માત પીતાને બીજા
ભ્રાત, કરવા લાગ્યા મુજના વાત.

દોહરો.—માત પીતા મુખ બોલીયા, કુળ તારણ તુ
તન; પરણાવીએ તુને પદમણી, વીનતા રૂપ રતન. સં-
સાર તણુ સુખ ભોગવે, ઘણુ દુઃખ પામ્યા રાય. એમ
કહીને રોઇ ઘણુ, ભરે આંખ્ય તેની માય. અરે માતાજી
ચંતા તજો, બે પરણ્યોછુ નાર; એતો દાસી તમતણી,
કોહોતો લાવુ આઠાર. અરે માતપીતા હરખ્યાં ઘણુ, જો
વા ઇછુછું મુખ; દીકરા દેખાડો વહુ મુજને, તોતો જાએ
દુઃખ સજન સહુ ટોળે મળી એમ કહેછે વારંવાર; વહુ
જોવા ઇચ્છે સહુ, તે દેખાડો આ ઠાર. રાજકુંવર ગયો મે
હેલમાં, જ્યાં વીનતાનો વાસ; ચરણે લાગી બેઉ ચંત-
ની, સનમુખ ઉભી બેઉ પાસ. માતપીતા મુજ પાસે
આવીયા, મળવા કુટુંબ પરીવાર; તમને મળવા તેડે ત-
હીં, માટે ચાલો બંને નાર. ચક નાંખીને બેસજો, નવ દે-
ખાડશો કાય; ત્યારે તમને પુછશે, મારાં માત પીતાય.
હોજલ પડદો શો મુજ આગળે, તમો ફરજન થયાં આ-
જ; ખોળે બેસો આવી કરી, માબાપની શી લાજ. તે-
વારે તમે મુખ બોલજો, અમારો સફળ અવતાર; તમા-
રા દરસનની ઇચ્છા ઘણી, ચરણે નમુ આ ઠાર. ગુલામ.

અમારા ચાર છે અહીં, તેને કેમ દેખાડુ મુખ. એવુ શી-
ખવીને આવ્યા, જ્યાં બેઠા માત પીતાય; સજી શણગા-
ર આવ્યાં તહી; મેમુદા લાખી બે નાર. ચક નાંખ્યો ત્યાં
દાશીએ, બેઠી પડદે બે નાર; ત્યારે રાજા રાણી બોલીયાં
તે વેળા તે ઠાર. હાસ વચન મુખ બોલીયા. શીદ ધરોછો
લાજ; તમો પુત્ર સમાન છો, આવીને બેસો આજ. આ
કુટુંબ મેળો છે સહી, નથી અતરાપી કોઇ અન્ય; માટે
આવો નીરભે થઈ, એમ બોલ્યાં રાણી રાજન.

ચોપાઇ.—ત્યારે દાશી બોલી તહીં, તમે કહ્યું તેમાં
સંદેહ નહી; માતા પીતા તણી શી લાજ, પણ એક અચ-
રજ સંભળાવુ આજ ચારે પુત્ર તમારા સનમુખ, તેને
નહિ દેખાડુ મુખ; મારા દેશમાં આવ્યા એહ, રમત રમ
વા આણી નેહ, હાર જીતની પાડી હોડ, રમવા માંડુ તે
ચારે કોડ; એ સરવશ હારયા મારે ધામ, છેલિ બાજી-
એ થયા ગુલામ. બાર વરસ મજુરી કરિ ચતુર વરને
હું વરિ; કરજોડિ ઉભા મુજ પાસ, માગિ રજા આણિ
ઉલાસ બાર વરસ ગયાંછે વહિ હવે રજા આપો ઘેર
જઇએ સહિ; જાણે દિધું જીવતદાન, લાચાર થઇ બોલ્યા
એ વાણ. માત પિતાને મળિએ જઇ, કંરજોડિ એમ વા
ણિ કહી; ઘણી વીનતી કરિ પછી ગુલામી દાગ દીધા
શાહી. ઝગ્રા ઉપર દીધા શાહી એ વાતમાં સંદેહ નહીં; ન-
હિતર બોલાવિ પુછો તાત, પછે માનજો શાચિ વાત.
જોઇને કહાડી મુકો તમો, તોતો આવી મળીએ અમો;
એ વાતનુ મોટું દુઃખ, ગુલામને કેમ દેખાડુ મુખ.
ઇશ્વરની આણ સાચીં વાત, ના માનો તો જુઓ
સાક્ષાત; અચરજ પામી સજનને તાત, આતો અ-
ચરજ સરખી વાત. તે ચારે જણ શરમીદા થયા,

નીચુ જોઇને ત્યાં ઉભા રહ્યા; માનભંગ થયા તે વાર, નીચુ જોઇને નીસરયા બહાર. ભાગ્યે તેહ તણો હકાર, પછી ચકથી નીસરયા બહાર; જાણે વીજળી ઉતરી આકાશ, તેથી રૂપ ઘણુ પ્રકાશ. દેવરૂપ વેશ ધરો કરી, બંનો નારી ત્યાંથી પરવરી; સાસુ સસરાને લાગી પાગ્ય, કરજોડી ઊભી તે જાગ. અમો દાસી તમારી આ ઠામ, જે ફરમાવો તે કરીયે કામ; રાણીએ કર મુકયો શીશ, અખંડ શોભાગ દીધી આશીશ પદમણી સ્ત્રીમાં કોણ માત્ર, ઘણી નાજુકને ગોરૂ ગાત્ર; ત્રપત થયાં જોતામાં મન, ઘણી ખુશાલી દીધી તે દન રાજા રાણીએ આપી રજાય, રાજસભામાં જઇ બેઠા રાય; પાંચમા પુત્રને પાસે લેઇ, પછે મેહેલમાં વીનતા નઈ શું વીત્યુ ભાઈ તમારી કાય, તે સહુ વીસ્તારીને કહો આંય; ત્યારે રાજકુંવરે શધળી તીહાં કીધ, રાજાએ સુણી સરવ લીધ. વાત સાંભળી અચરજ થયા, પછે રાજાએ તેબોલજ કહ્યા; પછે ચાર પુત્રને બોલાવી કરી, ચતુરાઈ ભલી તહાં તમે કરી. ન આપત ફુલ તો ઘાતજ થાત તારે ઘસવા પડત હાથ.

દોહરો.— હવે વચન કુંવરનાં સુણી, અચરજ પામ્યા મન; ધન ધન તારી બુધને વળી પરમેશ્વર પ્રસન. તે નામ વધાર્યું પુર વાખે, ઓશીંગલશું થાઉ આજ; તે દુઃખ વેઠયુ કામ ઊપરે, તે ફુલ લાવ્યો મુજ કાજ. શાબાશ શાબાશ સહુ કહે વરણ અઢારે લોક; માગી રજાને પરવરયા, સમીયા સહુના શોક. પછે જલદ રાજા બોલીયો. પુત્રનીં સાથે વચન; સીરકસ્તાન આવો તમો, તો હરખે મારૂ મન. રાજપાઠ આપુ તમને તેથી રેહેશે મુજ નામ; માટે સાથે આવો તમો, એમ

બોલ્યા તે ઠામ, ત્યારે રાજકુંવરે વીનતી કરી, એમ કેમ થાએ કાજ; તમછતાં અમે બેશીએ, તો થાય કુળ ને લાજ. નીત મળવાને આવશુ, ને રેહેશુ આણે ઠામ; એમ કહીને ચરણે નમ્યો, પીતાને રાજકુમાર. જલંદ રીજ્યો અતી ઘણુ, પુત્રનાં સુણી વચન; રજા માગીને પરવરયો, પુર વીખે ત્યાં રાજન. ત્યાં નીરઘોષ નીશાન ગડગડે, ગગન વીખે તાંહાં જાય; પુર વળાવી પરવરયો, આણંદ અંગ ન માય. રાજપાટ રાજાજી કરે, કુંવર રહ્યા તેઠાર એ વાત રહી એટલે, વળી બંકાવળી શુ કરે વીચાર. ચરચા તેણે સઘળી જોઇ, લીધો સઘળો પાર; ધન ધન છે એ નરને, એમ મનમાં કરી વીચાર. એવાં પ્રાક્રમ એણે કરયો, તે કરી ન શકે કોઇ; મરત લોકનું માનવી, ઇદ્ર સરખી કામ. ચતુરાઇનો કાંઇ પાર નથી, એવી ઝડી નથી જુગ માંય; વરત ભંગ મારૂ કરયું, એને જાલ્યો મારો હાથ. વળી વીંટી મારી હરી ગયો, ધન ધન એનો જાત, માટે એ નરને હું વરૂ, એવો નથી સંસાર; એમ વિચારી મન વીખે; કાગળ લખ્યો તે ઠાર; વીંટી રાજકુંવર તણી, ઘાલી ગયો હતો જે હાથ, બન્યો વાનાં મોકલ્યાં, સંપેતરૂ પરીના સાથ, આ આપી કરી આવો તમો, રાજકુવર છે જ્યાંહાં, પ્રતીઊતર લખાવી કરી, આવજો હું છઊ ઇહાં.

ચોપાઈ.—એમ કહી ચાલી તેણી વાર, જ્યાં પોતાનો હતો ઠરાવ; જીવ રહ્યો રાજાની પાસ, કયારે પોચશે મનની આશ. દાશીને શોપી ગઇ કામ, તેતો ગઇ રાજને ધામ વીંટી કાગળ આપ્યા તહી, એકાંત જાગ બેઠા છે સહી; અચરજ પામ્યો મન મોઝાર; વીંટી દીઠી પો-

તાના તે વાર; ત્યારે ગુલબંકાવળી સાંભરી તહી, તે-
ના કરમાં ઘાલીતી લઈ; નખ શીખથી હરખુ અંગ,
મોહ પામ્યો થયો મન ભંગ; વીંટી જોઈને વ્યાકુળ થ-
યો, તે વીનતા પ્રત્યે બોલજ કહ્યો, કોણે મોકલી તુજ-
ને નાર, ક્યાંથી કાગળ લાવી આ ઠાર; ત્યારે તેણે જો
ડ્યા હાથ, પ્રતીઉતર કરયા તે સાથ, ગુલબંકાવળી પ
રીનું નામ તેણે મોકલી આણે ઠામ; વીંટી નીશાની ત-
મો લીજીએ, આ કાગળનો ઉતર દીજીએ. એવાં વચ
ન વીનતાનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; કાગ
ળ લઇ રૃદયશુ ધરી, વાંચવા માંડ્યો હેતજ કરી.

દોહરો.—પ્રતીઉત્તર પાછો લખ્યો તે સઘળી સા-
ચી વાત; ફુલ લીધું તળાવથી, જોયો બાગ સાક્ષાત.
સાતમે મેહેલ હુતો ચડયો, ત્યાં દીઠી તમને નાર. પગ
થી તે શીખા સુધી, મે શોભા જોઇ અપાર. નીંદ્રાવશ
તું વારૂણી, મે નીરખી તારી કાય. મોહ બાણ વાગ્યુ
સહી, મારા રૂદીઆ માંય. આશકનું ચાલે નહીં, હાસ
કરયુ લગાર; દીલ નહી રાજી તેહનું, તો મારી નખા-
વે તે ઠાર. કદાપી મહાસુક રીઝીએ, બખશે તનમન ધ
ન; નમી ચીત આગળ ધરે, કરે તે મન પ્રસન. આ પ્ર-
માણે એ વાતમાં, નીસ્ચે કરૂ એ વાત; વીંટી બદલી
મે તજ્યો, તરત તમારો ઠાર. જો માસૂક રીજશે મનમાં
તો કરશે ભેદ અપાર; જમીન ફોડીને પરવરે, તે નવ
ડરે લગાર. એ વખત તીયાં આવીયાં, ઘણી ચતુરાઇ-
નું કામ; હવે એ સેહેલું નથી, મુશકેલ છે આ કામ.
કીરપા દ્રષ્ટી હશે તમ તણી, લખીત પદારથ હોય; તો
તો મળશું એકઠા, તે કળી નહી શકે કોય. એમ લખી
ને પત્ર આપ્યુ તહીં, સમેદ પરીને હાથ; ગગને ઉડી ગ

ઇ, ચાલી પોતાને સાથ. પછે બંકાવળી કને ગઇ, ચરણે નામ્યું શીશ; કાગળ મુખ આગળ ધરયો, તે વેળા તે દીશ. પ્રસન થઇ તે મનમાં ત્રાણી, ઉમેદ વાધ્યો મન; ઉકેલીને વાંચીઓ, હરખ ધરીને મન. પ્રતીઉત્તર વાંચી કરી, પ્રસન થઇ ઘણી નાર; ધન્ય.એ પુરૂશની ચાતુરી,ધન ધન મુજ અવતાર.તે નરને તેડુ અહીં, બત્રીશ લક્ષણ મુજ જોડ;પરણીનેથાઉ પ્રેમદા,તોપોહોચે મનના કોડ. આશકનું ચાલે નહીં,માશુકઆગળ લગાર; માટે વીંટી મુકી ગયો, ધન ધન રાજકુમાર. તેડાવુ તે નરને, રશીક રૂપાળુ મુખ; હવે જોવુ એનું પારખુ, તેડીને ભોગવીશ સુખ.

ચોપાઇ.—એવું મન વીચારી કરી, સાહેલી સાથે વાણી ઓચરી; અબોલાને લાવો અહીં, તેથી કામ થવાનું સહી.સુણી વચન મહને દાસ,આવીઅબોલા કેરી પાસ; મુખ થકી તેણે વાણી કહી, ગુલબંકાવલી તેડેછે તહીં. માટે ચાલો મારી સાથ, એવી મુખથી કહી તે વાત; અબોલા ધ્રુજવા લાગી મન, કંઈ આવ્યુ શીર વીઘન. મનમાં હીમત બહુ ધરી, ચાલી સાહેલી સાથે પરવરી; ગઈ બાગમાં વાંનના પાસ, એક અબોલાને બીજી દાસ. રૂદન કરતાં દીઠી નાર, મુખ ઉતરી ગયું તે વાર; શું દુ:ખ તમને થયુ છે માત, મુજને કહોને સાચી વાત. જે ફરમાવો તે કીજીએ, હુંકમ તમારો શીર લીજીએ; શી વાતનું તમને દુખ, વીસ્તારીને કહોને મુખ. ત્યારે બંકાવલીએ વાણી ઓચરી, તેં મુજને દુખીયારી કરી; હવે રૂંવે રૂંવેથી બળુછું અમો, તે વહની સળગાવી તમો. જમાત્ર કરીને રાખ્યો પાસ, તે નરને લઇ આવો અવાસ; તન મન તે મહારા પ્રા

ણ, તેને વિજોગે દુખીઆરી જાણ. તે નરની મુજને વ
હની થઇ, એમ બંકાવલી બોલી તહીં; ભોગવુ તે નર
ની કાય, ત્યારે હઇડું શીતળ થાય. તે ઉપર જાય સઘ
ળુ દુખ. શું વીસ્તારીને કહીએ મુખ; દુઃખ તજો તમે
મનથી આજ. લાવુ ચાર ઘડીમાં રાજ. એવું કહી અ-
બોલા ગઇ, મન વેગે જઈ ઊભી રહી; વાયુ રૂપ તેને
શી વાર, જઇ કરી ઊભી તે ઠાર. રાજકુંવરનું હરખ્યુ
મન, ચરણે નમી બોલ્યો વચન; માતાજી પધારચા ત-
મો,પ્રસન થયા છઇએ અમો. ત્યારે હશીને અબોલા બો
લી વાણ, ખુશાલી લાવી ચતુરસુજાણ; પુરવ જનમ-
નું તહારૂ પુન્ય, બંકાવળી તુજ ઉપર થઈ પ્રસન; તન
મનથી ભજે છે તુને, તેડવા કારણ મોકલી છે મુને. ને
વનાં પાણી મોભે જશે, તે વીનતા તો તારી થશે; રા-
જકુંવર તો થયો રળીયાત, એ તુજ પરતાપે માહારી
માત. ગગન મારગે ચાલી ગઇ, ત્યાંતો વાત એક વીપ
રીત થઈ; તેની માતાએ જાણ્યુ સહી, તે મળવા
ને આવી તહી.

દોહરો.—પુત્રી પાસે તે જઇ કરી, બોલી મુખથી
વાણ; ઘણા દીવસે તું દીકરી, ક્યાંથી આવી જાણ. સુ
નો બાગ તમારો થયો, મેં સાંભળી એવી વાત; તે કા-
રણ આવી અહીં, સાચી કહેને વાત. ક્યાં ગઈતી તું
દીકરી, મુકીને આ ઠામ; લંછન લાગે કુળને, તેં કીધું
એવુ કામ.મરતલોકનુ માનવી,તે ઊપર થઇ રળીયાત;
તું ગઈ વસ્તીમાં તારૂણી, મેં એવી સાંભળી વાત. કુ
ળને કલંક લગાડવા, તૂં અવતરી મારે પેટ; ધીક અવ
તાર તે તાહારો, માહારૂ જણતર ઉઠયુ વેઠ. આપણ અ
પછરા ઇંદ્રની, ગાંધ્રવ લોક અવતાર; માનવ કશા લે-

ખામાં નહી, તેં નવ કરયો મન વિચાર. એમ કઠણુ વ ચન ઘણાં કહ્યાં, તે સરવે સાંભળ્યા કાન; હુંતો કાંઇ ન થી જાણુતી, કોઇ પુરૂષની વાત. પછે મુખથી ઓચરી, માતાને દઇ માન; જુઠુ આળ મુકો મને, તો હું કરીશ દેહની ઘાત. જીવને કરાર હતો નહી, નંવ ગમ્યુ આ ઠાર; રમવા કારણ પરવરી, સાહેલી સાથે બહાર. જુઠુ તોહોમત મુકો મને, એમ કહી ભરચાં લોચન; તારે સંદેહ ભાગ્યો મન તણો, હરખી પોતે મન. એમ કર- તાં નીશા પડી, રહી તે પુત્રી પાસ; અબોલા લાવી તે સમે, તેને પાસે તેડી દાસ. મુખ થકી તેને કહ્યું, લાવી રાજકુમાર; અરજ કરો જઇ માહરી, એમ કહેરાવ્યું તે ઠાર. ત્યારે સાનમાં સમજાવી કરી, આવ્યો મનનો મા- ન્યો આ ઠાર; બંકાવળીએ ઇસારત કરી, ઉતાર્યો બાગ મોઝાર. એકાંત જગા છે સારી, તહીં સોભા કહી નવ જાય; તાંહાં મુકામ આપો રાયને, અબોલા થઇ વીદા- ય. એમ કરતાં રજની પોહોર થઇ, સુતી તેની માત; બંકાવલી ઉઠી પછે, આણુંદ અંગ ન માય.

ચોપાઇ.—ઉમેદ વાધ્યો અપરમપાર,સજ્યા સોળ શણુગાર; દીવ્ય વસ્ત્ર અંગ ઉપર ધરી, મદ ભરી ચા- લી સુંદરી. તેના રૂપને કોણુજ કળે, જાણે જોત સુરજ- માં ભળે; રાજકુંવર બેઠો ત્યાં સહી, રમઝમ કરતી આવી તહીં દ્રષ્ટે દ્રષ્ટી મળી જેટલે, રાજકુંવર મોહ પામ્યો તેટલે; વાગ્યાં તેને મોહનાં બાણુ, પડયા પ્રથવી વશ થઇને પ્રાણુ. બંકાવળી ત્યાં અચરત થઇ, નારી રૂપથી શુધ ના રહી; ખોળામાં જઇ લીધુ શીશ, વાયું તે ઢાળે તે દીસ. અમરત દ્રષ્ટી જુવે તે નાર, સી તળ થયાં પછે તેની વાર; કામદેવ સરીખો દેહ દીઠો

એને ઊપનો નેહ. જાણે ઇંદ્ર તણો અવતાર, જોતામાં અચરત થઇ તે નાર; દુઃખ સઘળુ જોતામાં ગયુ, લીંક-વળ મન વીનતાનું થયુ ખોળામાંથી ઊઠયો જેટલે, વી નતા ચરણે નમી તેટલે; દ્રષ્ટે દ્રષ્ટી અન્યો અન્ય મળી, ગયાં ચીત બન્યોનાં ભળી. કહે બંકાવળી હસીને વચ ન, સાંભળો રાજવંશીના તન; ભલે પધારયા આણે ઠામ, હવે માન્યુ છે મારૂં મન. વીંટી મારી બદલી સ-હી,તે દીવસની નીંદ્રા વની થઇ;અબોલાને મોકલી અ-મો, તે શોધીને લાવી તમો. માહારા હઇડા કેરા હાર;પ રમેશ્વરથી અદકા આ ઠાર; અવર પુરૂષ બીજો સંસાર, ભ્રાત તાત સરખા નીરધાર. એમ કહીને કીધુ હાસ, ત્યારે કર ઝાલીને લીધી પાસ; બાથમાં ઘાલી તે ઠાર. ગંધરવ વીવાહ કર્યો તે વાર. પછે એક એકના પ્રેમ છુ ટયા સહી. ચુંબન વીનોદ કરે છે તહીં; એક એકનું મનડુ ગયુ છે મળી, પોહોતી બેઊના મનની રળી. ભો ગ વીલાસ કરે નરનાર, સુખ પામ્યાં બન્યો તે ઠાર; સુખસેજ્જ ઊપર સુતાં બેઉ સાથ એક એકને ભીડી ભુ જ બાથ. નીદ્રાવશ કાયા બેઊની થઈ, તન તણી શુધ્ધ નવ રહી; મધ્ય નીશા ગઇ છે રાત; જાગી ઊઠી તેની માત. પુષ્પ વીમાંનપે નીકળી બહાર,આવી સુતાં જ્યાં નરને નાર; દ્રષ્ટે જોયું સુતાં નરને નાર, કલેજું દાજ્યું અપરમપાર; પછે મન વીચારી કરી, ત્યાં શું કરે છે સુંદરી.

દોહરો—દ્રષ્ટે દીઠો માનવી, સુતો પુત્રીની સંગ; દ્રષ્ટે દેખી નવ શકે, જવાળા લાગી અંગ. ઝાલી પગ-ને ખેંચીઓ, ઊગરડી દીધો આકાશ; જાણે ગોફણ ફેર-વ્યો, તે રાતે તે ઠાર. બંકાવળીને ઝાલી તહીં. માર્યો

તમાચા દશ વીશ; લઇ ચાલી પોતાના શેહેરમાં, સ્વ-
ર્ગપુરી તે દીસ. ગાંન્ધરવ નામે પીતા સહી, પોતાનો
ભરથાર; હકીકત માંડી કહી, પુત્રીની તેણીવાર. ક્રોધ
કરયો કાયા વીખે, કેદ કરી તે ઠાર; કેદમાં રાખી કામ-
ની, પણ નરનું નવ મુકે નામ ઘડી પલક નાં વીસરે, ઝુ-
રે રાતંને દન; અન્ન જળ નીદ્રા તજી, કરે ઘણું કલપાં-
ત, હોલે દીલ તેનું થયું, તજીઆં સઘળાં સુખ; રાજ-
કુંવર નવ વીસરે, લેહે લાગી તે મુખ સોળે શણગાર
તેણે સજયા, વીલાપ કરે અપાર; બેહોશ થઇ અવની
પડી, વળી મુખે કરે પોકાર. દાસીએ જાહેર કરયું, તે-
ના દુખની વાત; તે નરના વીજોગથી, કરેછે દેહનાં ઘા-
ત. ખાન પાન સરવે તજી, રૂદન કરેછે અપરમપાર;
ત્યારે માતપીતા ઘણું કોપીઆં, બેડી જડી પગ મોઝાર.
ગળામાં તોખ ઘાલ્યું વળી બાંધી થંભ સુજાણ; કુળને
કલંક લગાડીયું, ધીક ધીક જીવતર નીરવાણ ધીક્કાર
પડયો તુજ રૂપને, ધીક્કાર પડયો તુજ અવતાર; ધીક્કા-
તુજ ચાતુરી, તેતો કુળ બોળીયું આ ઠાર. નફટ થઈ
નથી લાજતી, હજી તે વાતનો ખ્યાલ; હત્યા ભાગી ન
વ ડરૂ, આણીશ તારો કાળ. દાઝ્યું રૂપને ચાતુરી, તેમાં
ઊઠી આગ; કેમ નવ મુઇ તું દીકરી, લજાવ્યુ મારૂ કુ-
ળ. એમ કહીને કેદ કરી, નવ ચાલ્યું તે નાર; હવે રા
જકુંવરને નાંખીયો, તેનો કહુ વીસ્તાર.

ચોપાઈ.— ક્રોધ કરી ફેંકયો તે વાર, જાણે ગોફણ
ફેરવી તેણીવાર; સમુદર મધ્યે પડીયો જઇ, ગયો ત્રણ
જોજન ત્યાંથી સહી. પ્રભુની માયા અપરમપાર, બચા
વી લીધો તેણીવાર; આવરદાની દોરી લાંબી સહી, તે
કોઇથી તોડાયે નહીં. સમુદરે છોળ મારી તે ઠાર, કાઢી

નાંખ્યો જળથી બહાર; સવાપોહોરે થયો સાવધાન, આંખ ઊઘાડી જોયુ તે ઠાર જુવે તો દરીઆનાં નીર, એક તરફ ઝાડી ગંભીર; વીચારયુ પોતાના મન, લખી ત વાત થઇ તે દીન. હવે આશા જીવ્યા તણી નથી, એમ વીચારયું મનમાં કથી; કરમે કીધુ ભોગવશે દેહ, એ વાતમાં નહીં સંદેહ, એમ મનમાં વીચારી કરી, ત્યાંથી ચાલ્યો હીમત ધરી એક કોસ ગયો જેટલે, વાડો એક દીઠી તેટલે. ઘણી ખુશાલી મનમાં થઇ, અમરત ફળ વળી દીઠા તહીં; એમ વીચારી પેઠા તે માંહે, અચરજ સરખુ દીઠુ તાંહે. જાણે માણસ કેરાં શીશ, એવાં ફળ દીઠાં તે દીશ; હસવા લાગ્યા અપરમપાર, તુટી પડયાં ધરતી મોઝાર. વજરથી કઠણ કીધુ મન, હીમત રાખીને રાજન;મારી ઠેકાર ને ચાલ્યો જાય, હીમત રાખી મનડા માંહે. વળી કોસ મુકી તે જાગ ત્યાં દીઠો એક બીજો બાગ; ઘડા જેવડાં દીઠાં અનાર, તેની સોભાનો નહીં પાર. ફળ મધ્યે અનારનાં ઝાડ. બીજી જાહાડી ભાર અરાડ. રાજકુવરનું હરખ્યુ મન, એક ફળ તોડયુ તે દીન; ચીરયુ ફળ ત્યાં તેની વાર, નીકળ્યાં જનાવર અપરપાર. ઉડવાને લાગ્યા ચોપાસ, તહાં શોભા તણો આભાસ; મેવા તણો કાંઇ પારજ નથી ફુલે ફુલે શુ કહુ કથી. શીતળ નીર સરોવર સાર, અમ્રત સરખું તેમાં વાર, આસપાસ દરીયાના નીર. તે મધ્યે રચના દીઠી તે તીર. પીધુ નીર ફળ ખાધાં લઇ, પછે મનથી વીચારયુ તહીં.

દોહરો.—ફળ જળ મળ્યાં સહી, સુખ પામ્યો તે રાય; કુદરતનો ખેલ દીઠો સહી, અકળીત કળ્યો નવ જાય. ચારે દીશાએ દરીઆનાં નીર; નત્ર જવાનો ઠાર

કયારે વશતી દેખશુ, કયારે આવશે દુખનો પાર. વાહા ણુ તણો રસ્તો નથી,-એ અલોકીક છે ઠાર; માટે હીમ ત હારવી નહી, એમ મન કીધ વીચાર. જયાં કાષ્ટ પ ડયાંછે અતી ઘણાં ત્રાપો બાંધ્યો ત્યાંય, મુકયો સમુદ્રમાં તેહને જેમ હરી કરે તેમ થાય. એક વાર મરવુ સહી, લખીત હશે તે થાય; આવરદા હશે સંહી, તો તો પામી શુ પાર. એમ કહી બેઠો સહી, અંદેશો કરતો જાય; પ ડયો તે છોળમાં જઇ, ત્રાપો તર્ણીવાર મડા ગાંઠ જઇ વ ળગી પડયો, હાચો તે અરણુવ માંહે; દરીઆએ છોળ સારી કરી, કહાડી નાંખ્યો પેલે પાર. રેત ઉપર ઠરીઓ જઇ, એ કુંવર તેણે ઠાર; સાતા થઇ ચાલીઓ, હીમત રાખી તે વાર. નીશા પડી તેને સમે, મહા ભયાનક વ ન; વાઘ વરૂ ત્રણાં તહીં, શબ્દ કરે ચોપાસ. ઘણી ઝાડી વીકટ વહી, અનેક જનાવરનો વાસ. તે ઠામે ધીરજ નવ રહી, ધ્રુજવા લાગ્યાં હાડ; ચતુરે કીધી ચાતુરી, ચડી બેઠો એક ઝાડ. મધ્ય નીશા એમ કરતાં ગઇ થયુ અજવાળુ ઉદોત; જાણે દીવસ ઉગીઓ, ભાનુ કેરી જો ત રાય તો અચરત પામીયો, એટલે દીઠો એક નાગ; તેને માંથે મણી સહી, ઉજેસ થયો તે જાગ. ત્યાં એક ઝાડ હેઠળ આવી ઠરયો, મુકયુ મણી તે ઠારઃ પછે ચારો કરવા પરવરયો, મચ્છ તણો કરવા આહાર.

ચોપાઇ.—મચ્છ તણો તેણે કીધો અહાર, તરપત થ યો તે વાર;પાછો ફરીને આવ્યો સહી,જયાં મણી મુકયુ તું તહીં. પાછું ચડાવી લીધુ શીશ, સજી કામ ચા- લ્યો તે દીશ; મણીના તેજથી મછ નાશી જાય, માટે મણી મુકીને જાય. રાજકુંવરે જોયો તે ખ્યાલ, એમ કરતાં થયો પ્રાતસકાળ; કંદમુલનો કીધો આહાર. પા-

છો ચડી બેઠો તે ઠાર. પછે કાદવનો એક પીંડો કરી,
જમે બેઠો તે ઝાડે ચહડી. વીત્યો દીનને રજની પડી,
આવી નાગ પોહોત્યો તે ઘડી; મધ્ય નીસાની વેળા થઇ
તે સમે નાગ આવ્યો તહીં. જાણે સુરજ થયો પ્ર
કાશ, આવ્યો. નીતે; વૃક્ષની. પાસ. મુકયુ; મ-
ણી નવ લાગી વાર, ચાલ્યો મછનો કરવા અહાર
દરીઆ કાંઠે પહોત્યો જેટલે ઉપરથી કાદવ નાંખ્યો તે
ટલે. મણી હતુ તે ઢંકાઈ ગયું, અંધકાર તે વેળા થયુ;
અતીભંગતે નાગની થઈ, પટી ફાળ સુધી નવ રહીં, આં
ખે અંધ થયો તેણી વાર, મણી વીના ન સુજે લગાર;
પછાડા મારે કરોધજ કરી, ગયા પ્રાણ તેના નીસરી.
એમ કરતાં તે રજની ગઇ, નાગ પાછો તો આવ્યો ન-
હીં; રાજકુંવરે કરયો વીચાર, હેઠો ઉતરયો તેણીવાર.
મરતીકા ખણીને કહાડયુ મણી, તે તણી શોભા છે ઘ-
ણી જતન કરીને બાંધી લીધ ત્યાંથી પંથ કરયો શીધ
કોશ એક તે ચાલ્યો વહી, નાગ મુએ દીઠો તહી; ગુણ
ઓશીઅલ તેનો થાઊં, એની દેહને દાગ દઇને જાઊં.
એમ વીચારયું તે ઠાર, ઘાસ તણો કીધો અંબાર; તે
મધે ધરીઓ નાગ, રાજકુવરે પછે દીધો દાગ. તાર પ
છે તે ચાલ્યો વીર, મન મધે રાખી બહુ ધીર; એક ત
રફ ઝાડી ગંભીર. એક તરફ દરીઆનું નીર. પાહાડ
પરવત ઘણી ગફાય જખ ભોળ ઘણી છે ત્યાંય; તે મધે
ઊતરેને ચડે, મરણ થકી તેતો નવ ડરે. અજગર દેતા
મોહોટી ફાળ, ઘણું ભયાનક વન જાણ; કાયર નરતો
છાંડે પ્રાણ, તે મધે તો ચાલ્યો જાય, વજર કલેજુ કરી
ને રાય.

દોહરો.—નીશા પડી તેને સમે, હીમત નવ રહી મ

ન; વીસરામ કરયો જઇ ઝાડપર, તેણે સમે રાજન. તે ઉપર મેહેલ હતો. એક મેનાનો સાર; બચ્ચાં ચાર છે તેહમાં પાંચમી મેના નાર. તે જનાવર નથી જાણતાં, જે ઉપર છે માનવી જન ઘડીકા એક એમ રજની ગઇ ત્યારે બચ્ચાં બોલ્યાં વચન. માતાજી કહો કાંઇ વારતા વાકેફ કરોની આજ; હવે અમે મોટાં થયાં, જાશુ ચરવા કાજ. આ જંગલની વારતા, માંડીને કહોવાત; કઇ દશા એ જઇએ અમો, ચરવા કારણ માત. એવાં વચનપુત્રનાં સુણી, મનમાં થઇ રળીઆત; પ્રસન થઇ તે ઓચરી, પુત્રીની સાથે વાત. ઉતર દશા ભણી પાહાડ છે,ઇહાંથી એક જોજન;હીરા તણો એછે સહી,તે ઉપર એક સરોવ ર સાર; તેની પાસે એક ઝાડ છે,તેના ગુણનો નહીં પાર તમ આગળ તો હું કહુ, ઝાડ તણો ગુણ સાર. સાંભળ સુતહેતે કરી,માંડીને કહુ આંય;પ્રથમ ગુણ કહુ પાંદડાં તણો, વાગ્યા હોય શરીરે ઘાય. પાંદડાં તે ઉપર મુકતાં, તરત રૂજઇ જાય; ફળ બાંધે કમરને વીખે, તે ઉડે ગગન મોઝાર. શો જોજન જાએ સહી, એક પલકમાં નીરવાણ; ડાળી તણી જે લાકડી, મારે બજરની માય; કકડા થઇ અવની પડે, તે વેળા તે માંય. છાલ તણી ટોપી કરે, ધરે શીર આણી નેહ; સરગ મરત પાળાળ ફરે, પણ કોઇ નવ દેખે દેહ. એવા ગુણ છે ઝાડના હઇચામાં હીરાલાલ;પણ ત્યાં જઇ કોઇ શકતુ નથી,ત્યાં રણ છે વીકરાળ. ત્યાં રહીને તે કરે, ઝાહાડ પહાડના જાણ; પશુ પક્ષી કે માનવાં, જાય તેના લે પ્રાણ.

ચોપાઇ.—માટે પુત્ર જશો નહી, એવી મેનાએ વાણી કહી; બાકી ગમે તીહાં ફરજો તમે, તીહાં જશોતો થાશે વીઘન. એવાં વચન મેનાનાં શુણી, વળી બ-

રચ્યાંએ વાણી ભણી; નવ જોઇએ આપણને ગરથ, નથી ઝાડ તણો કાંઇ અરથ. જે જાય તે જીવે નહી, સરપ તેને ડસે તહી તે સરપને જીતનાર, માનવ નામે આવે તે ઠાર. ઝાડ પાહાડને ઠામ, સાધ કરે પોતાનાં કામ; એક એકના માથાનો સહી, પરમેશ્વરે ઘડયાં હશે તહીં. પરમેશ્વરે રચના કરી, નઉતમ વસ્તુ પૃથ્વીપર ધરી; તે સઉ માનવી કેરા કાજ, એ વાતમાં શો સંદેહ આજ. કોઇ બત્રીશ લક્ષણો હશે તે જશે, અહંકાર નાગ તણો ભાગશે; આપણને તેનું નથી કાંઇ કામ, સેજ વાત પુછુ આ ઠામ. ત્યારે વળી બોલી મેના વાત, સાચી કહુછુ મનની સાક્ષાત. કોઇ માનવી આવશે આ ઠાર, બત્રીશ લક્ષણ રહે ધામ. હીંમત રાખી જશે એ ઠામ, તોતો થાશે તેનું કામ; એક ઉપાયથી જીતે નાગ, તે તમ આગળ કહુછુ આજ. તે પહાડ નીચે કોરડુ સહી, એક રૂશી તપ કરેછે તહી, તેની જઇને સ્તુતી કરે, ત્યારે રૂશી વાણી ઓચરે મસ્તક ઉપર હાથ મુકે જેટલે, કામ તેનું સીધ થાય તેટલે; એવી વાત મેનાએ કરી, રાજકુવરે મનમાં ધરી. વીતી રાતને ઉગ્યો દન, રાંજકુંવરનું હરખ્યુ મન; તે પાહાડ જઇને જોઉ, મારા મનનો સંદેહ ખોઉ. મોત પોતાનું, મુઠીમાં લઇ, ઊતર દશા ભણી ચાલ્યો વહી, દુરથી પહાડ દીઠો જેટલે, નીસ્ચે વાત થઇ તેટલે. એકવાર મરવુ સહી, પાછુ ડગલું ભરવું નહીં. એવી મનમાં રાખી ધાર, ઊંડાણમાં ઉતરીઓ વીર; પોતે મનમાં કર્યો વીચાર, હું કયાં આવ્યોછું આણે ઠાર.

દોહરો.—આ જગા ઉપર મને લાવીયા લખ્યા લેખ મુજ શીશ; અન્ન જળ મળે નહી, કરતા શ્રી જુગ-

દીશ. જનમ બધે ભમતો ગયો, વન વગડાની માંય; ઠ
રી ઠામ બેઠો નહી, ધીક પડો મુજ કાય. એ રચના પ-
ણ જોઇ સહી, અદભુત સરખી વાત; મેનાની વાત સા
ચી પડી, ભાગી મનનીભ્રાંત એવું મન ધરી કરી, પાં-
સે ગયો તે વીર; ઘણો વરધ રૂશીને જોઇ. ચરણે નામ્યુ
શીશ સ્તુતી ત્યાં કીધી ઘણી, તલસવા લાગ્યો પાય;
ત્રણ દીવસે રૂશી જાગીયા, સમાધી ઉતરી ત્યાંય. આં
ખ ઊઘાડી જોયું સહી, ત્યાં દીઠો માનવ જન; ત્યારે
રાજકુંવર જઇ ચરણે નમ્યો, સ્તુતી કરી તે દીન. કર-
જોડી ઊભો રહ્યો, ત્યારે બોલ્યા રૂશીરાય; જાઓ કામ
તમારૂ નીશ્ચે થશે, એમ કરીને રહ્યા તે ઠાર. તે પાહાડ
ઉપર ચડીઓ સહી, હીમત રાખીને મન; જોતાં જોતાં
ચાલીઓ ધીરજ ધરી રાજન. દીઠી રચના તે પાહાડની
હીરા જોત અપાર; ચડયો છેક ઉપર લગી, ત્યાં દીઠુ ત
લાવને ઝાડ. નીશાની સાચી મળી, સગળી તેણે ઠાર;
પાંદડાંને ફળ ખાધાં તહી. ક્ષણુએ ન લાગી વાર. નજી
ક જઇ પહોચ્યો તહી, દીઠો નાગ વીકરાળ; દીઠો માન
વી તેને તહી, રાજકુવર તેણી વાર. ઝાડ ઉપર ચડયો
સહી, ફળ ખાધાં તેનાં સાર; મેનાનાં વચન સાચાં મ-
ળ્યાં, સંદેહ નહી લગાર. છાલ કહાડી ટોપી કરી, તે ધ-
રિ પોતાને શીશ; માગિ લિધિ એક જેસ્ટોકા, પછે ત-
જ્યો ઠામ તે દિશ.

ચોપાઇ.—મન મધે કરયો વિચાર, નાગ મણી મુજ
પાસે સાર; કોઇ માગશે તો લેશે સહિ, એને રાખુ જત
ને અહીં. ચીરી જાંગ નવ લાગિ વાર, તે મધે ઘાલુ તે
ઠાર; ઊપર પાંદડું પેલું મુકું લઇ, તરત ઘા રૂજાયો ત-
હિ.પ્રસન થયો પોતાને મન, વળી આગળ ચાલિયો રા

જન; મોહોટો ગુણ ટોપિમાં સહિ, કોઇ દ્રષ્ટીએ દેખે નહિ નિરભે થયો પોતાને મન, જોતાં ચાલ્યો ઝાઝાં વન, અમુલખ વસ્તુ આવિ મુજ પાસ, તેથી મન થયુ હુલાસ. પણ લખ્યા લેખ ટળવાના નથિ, ભવીશ વાત સાચિ સરવથ્થિ; તે કોઇથિ ટાળ્યા નવ જાય, એમ મન વિચારે રાય. પાહાડ મુકી ચાલ્યો જેટલે, એક ઊતમ વાત થઇ તેટલે, દીઠુ એક તળાવ રસાળ, આરસપાણની ફરતી પાળ. ત્રણુ નિરમળ છે તેનું નિર, આસપાસ શોભે છે તીર, તે મધે મેવા ફળ છે આપાર. જોતાં ત્રપ્ત થયો તે ઠાર. ચાર ઘડી બેઠો રાજન, બેઠો બેઠો વીચારે મન; વૃદ્ધ થઇછે માહારી કાય, વળી જળમાં નહાતું આંય. એવો મનમાં કર્યો વીચાર મુકયો સામાન તે ઠાર; તે મધે પડયો જઇ, કુદરતીખ્યાલ એક તેમાં થઈ. ડુબકી મારી જેટલે, નર ફીટી નારી થઇ તેટલે; ધન પરમેશ્વર મારી મતી, કો પાર ન પામે રતી મેં શું કરમ કરયું કીરતાર, નર ટાળીને કીધિ નાર; અવતાર મારો મિથ્યા થયો, સરવ મનોરથ મનમાં રહ્યો. નવ પોહોચી મનની આશ, છેક થઇ બેઠો નીરાશ; ધીક ધીક મુજ પાપી પ્રાણ, શું બેઠો છે ત્રટ માંડે જાણ. હવે જીવવું તે ધિકાર, નિકળે પ્રાણ આણિ વાર; છેક હિંમત હારો રાજન, છાતિ ફાટતે કરે રૂદન. એક જક્ષે સાંભળો સાદ, તે પામ્યો ઘણુ હુલાશ; તે આવીને શું કરે વિચાર. તે સંભાળાવું આણિ વાર.

દોહરો.—જક્ષ ધસી આવિયો; સબ્દ સુણિ તે ઠાર; રૂપવંતિ દિઠી તે કામનિ, સોભા અપરમપાર. મુખ કમળ સરિખડુ ભમર ભ્રકુટિ ધનુશ કમાન; ઊદર અતિશે ઓપતું, વસે તરંગિ સામાન. ઘણી કોમળ તે કામ-

નિ ઊરવસનિ જોડ; દ્રષ્ટે દિઠી કામનિ, પહોંચ્યા મન-
ના કોડ. પાસે જઇને ઊભો રહયો, મુખે બોલ્યો વાણ;
કોણુ તણીતુ દીકરિ, દિસે ચતુર સુજાણ આ જંગલમાં
એકલિ, કેમ કરે રૂદન સાચિ વાત મુખથી કહો, તજયાં
સહોદર જન. ચતુરાઇ મનમાં ધરિ ફેરવિ વાત તે ઠાર;
તુજ ખોળે તો શીશ છે, તારે ગમે તો માર. ત્યારે જક્ષ
ઘણો હરખિયો, છાંટયું નિર તે ઠાર; મંત્રી કરિ ત્યાં
છાંટિઊ, ફરિ રૂંપ થયુ તે વાર. ચોપાઇ.—જળ પરવેશ
થયો જેટલે, હાથિ સ્વરૂપ થયું તેટલે; નારિ હતિ તે
થઇ નરની કાય, રૂસનાઇ રૂપ થઇ તત્કાળ. વાંકુ મુખ
ને નાશિકા વિકરાળ; દાંત મોટા દીસે વીકરાળ એવિ દે
હ જળથી થઇ, પ્રભુનિ માયાનો પારજ નહિ જળથિ
કહાડિ નાંખ્યો બાહાર, અફસોસ ધરિ બેઠો; તે ઠાર;
મોત તો કંઇ આવ્યું નહિ, કરૂપ કાજળથિ કાળિ થઇ.
વળિ શાબુરિ રાખિ અપાર, નારિ ફિરિ નર થયો તે ઠા
ર એ ખુશાલિ મોટિ થઇ, વળિ આગળ ચાલ્યો વહિ;
જોજન એક ગયો જેટલે નારી મળી તેટલે રૂપે રંગીલી
જાણે રૂશનાઇ, મેશ કરતાં શોભે સવાઇ, દુરગંધ ઊઠે-
છે દુરથિ જાણ, મોટું મોહો દીસે નીરવાણ. સીસોળી-
યા સરખા છે વાળ, એવા દીઠા તે નારીના હાલ; જાણે
કરક કાલ સ્વરૂપ, અચરત પામ્યો દેખી ભુપ. પાસે
આવીને ઊભી રહી, મુખ થકી તેણે વાણી કહી, ઘણા
દીવસ થયા સોધું તુંને, કયાં ગયાના ચીંતા થઈ મુંને;
એવુ કહી પછે બોલી તહીં, રાજકુંવર ત્યાં ઊભો
છે સહી.

દોહરો.—મન વિચાર કરયા તહીં, કેમ રેહેશે નાર,
પુત્રને મુકયા પરહરી, તજી પછે તારૂણી નાર. તેની દ

યા આવી નહીં, તજી ગયા તે ઠાર; કામ કરવું ઘટે ન-
હી, ઝાલો લઇને હાથ. ચાલો ઘેર ઉતાવળા, વેગે સહુ
મુજ સાથ. સુણી વચન દુખ પામીયો, અરે વીધાત્રી
માત; ભવીશમાં કયાં લખ્યું,વીપરીત સરખી વાત. કો
ના પુત્ર કોની કામની, વળી વળગ્યુ મુને તને; કઇપેરે છુ
ટીશ ઇયાં થકી, બહુ પેર આણે શોક. આવી અવસ્થા
કરમે લખિ, શાંશાં કરયાં પાપ; દુખનો પાર નથી આવ
તો, એ મોટો સંતાપ. વળી સબુરી મનમાં ધરી, ચા-
લ્યો વળી તેનિ સાથ; લઇ ચાલિ ત્યાંથકી આણંદ અં
ગન માય. મુકામ મેહેલ લઇ ગઇ પોતાતણે, ત્યાં દીઠા
બે ચારેક બાળ; પીતા કહિને વળગિયા, કરવા લાગ્યા
વહાલ વળતિ પ્રીત બહુ કરિ, સાન કરિ આવિ પાસ; ર
તૂ દાન આપો મુને. પહોચે મનનિઆશ. વિચાર ઘણો
કરવો પડતો, તે વિનતાને સંગ્ર; કબજ પડયો છુટાએ ન
હિ, માટે પડિએ વગ. ઘણા દિવસે એમ ત્યાં રહિ, રાય
કરમે વળી નાર; જંગલમાં તમો જઈ કરિ કાષ્ઠ લાવો
આ ઠાર. એમ સુણી મન રિઝિયો, હવે આવ્યો દુખનો
પાર. તે લઇ કુવાડો નિસરયો, પ્રસન થયો તેણિ વાર;
જીવ લઈ ચાલ્યો ત્યાં થકિ, અધોર વનનિ માંહ. પાછુ
ફરિ જોતો નથી, જેમ જવાય તેમ જાય; જોજન દશ
નાશી ગયો, ત્યાં વળી દીઠો એક બાગ; તે મધે વળી
પરવરયો, હીમત રાખી તે જાગ. મધ જગાએ ગયો સ-
હી દિઠો કુંડ વળી સાર; શીંગિ મજમનિ પાળ છે, અ
મતિ સરખુ તે વાર.

ચોપાઇ.—તે ઠામ જઈ ઉભો જો રહ્યો, શોભા
જોતાં દીગમુઢ થયો; વળી કરમે દીધો હાથ. વીચાર ક
રવા લાગ્યો મન સાથ એક થયા અસ્ત્રી બીજા થયા હા

લ ત્રિજુ સ્થલ છે વળિ આ સાર; એમ વિચાર કેરે તે જાગ, પછે સમરચા શ્રી જુગદાધારિ તમારી માયા અપરમ-પાર નથિ આવતો મારા દુઃખનો પાર; સાય કરો મુજને ભગવાન, એમ કહિ, વળી ચાલ્યો ત્યાંહ. નશિબપોતાનુ આગળ કરિ, જે કિસમત બનશે તે ખરી; આ જળમાં પણ નાહાવુ સહિ, કરયુ પરમેશ્વરનુ થાશે અહીં. એમ વિચાર મન સાથે કરિ, પડયો જળમાં વળિ હીમતધરિ. મારિ ડુબકિ વળિજળની માંહ, અચરત વાત બનિ એ કત્યાંય; દેવના સરખી કાયા થઇ, પ્રથમ કુડ તાંહાં નીકળ્યો જઈ. જળ તજીને નીકળો બાહાર, હવે કાય દીઠી ને પાય. જેષ્ટીકા ટોપીને પાંદડાં સહી, તે ઠામ વળી દીઠા તહી; પ્રસન થયો ઘણુ પોતે મન, પ્રભુ મુજને થયા પરસન ટળી ખાંપણ સઘળી ખોડ, પોત્યા મનના સઘળા કોડ; ત્રણનો મેરૂ મેરૂનો તરણ, તારી ગતી છે શરણા શરણ. રાજકુંવરે મન વશ કરૂ, જળમાં પાવ કદી નવ ધરૂ નવ પીવુ નવ ધોવુ વદન, એવો નીમ ધર્યો રાજન; લીધી વસ્તુ સરવે હેતજ કરી, ટોપી પાછી શીપર ધરી. વળી તાંહાંથી ચાલ્યો રાય, આણંદ તેના અંગ ન માય; અઘોર વન ભયાનક તહીં, વાઘ વરૂનો પારજ નહી. અનેક જનાવર બીજાં કહેવાય, તે સરવે મુખ આગળથી જાય; દ્રષ્ટે જુવે સરવે રાજન કોઇ ના દેખે રાજનો તન નીરભે થઇને વનમાં જાય. એક પાહાડ દીઠો તે વાર; તે ઉપર એક મેહેલ છે સહી, તેની શોભાનો પારજ નહી ઊચો મેહેલ નવ ટુકી વાસ, જાણે શોભા ચંદ્ર પ્રકાશ ચંદ્રથી સોભા અપરમ પાર, ચડયો પાહાડ નવ લાગી વાર. મેહેલ મધે ચડયો જઇ ધશી, ઝળકે કામ જાણે સુરજ શશી; પશુ પંખી-

કે માનવી નહી કોય, રાજકુવર તો અચરત હોય. સઘળો જોઇ વળ્યો સરવથી, કોઇ ભોગવનારૂ એમાં નથી સા- તમે માળ ચડયો જેટલે શબ્દ એક સુણો તેટલે; જા- ણે વીનતા કરે રૂદન, તે સાંભળ્યુ પોતે રાજન.

દોહરો—ધીરજ રાખીને પરવર્યો, રોતું કોણ આ ઠાર; જોતો જોતો પરવરયો, એક દીઠી ઉત્તમ નાર. પ- રી આકારે રૂપ છે, ઘણું સકોમળ અંગ; પગમાં બેડી તે હને, કરે રૂદન મન ભંગ. તેની પાસે જઈ ઉભો રહ્યો, ટોપી ઉતારી શીશ, વીનતા પ્રતે બોલીઓ, તે વેળા તે દીશ કોણ તણી તૂં દીકરી, કોણ તારો ભરથાર કોણ કા- રણે પડી કેદમાં, તારી શોભાનો નહી પાર. સકોમળ કાયા તાહરી, કમળ પુષ્પ પ્રમાણ; કોણ દુશમન તુજ ને દમે, બોલોને સાચો વાણ એવાં વચન શ્રવણે સુ- ણી, લજયા પામી મન; ઘુંઘટ તાણી તે ઘડી, બોલી મુ ખથી વચન. તુ જાને તારે મારગે, કાંહાંથી આવ્યો આ ઠાર; માનવ રૂપ તમો કોણ છો, શું છે તમારૂં નામ. દે વ દાનવ કે માનવી, કે છો જમના દુત માનવ રૂપ ધરી આવીયા, સ્વરૂપ શોભે અદભુત. કમોતે મરશો તમો, એક ઘડીમાં તજશો પ્રાણ માટે જાઓ પાછા ફરી,ની- શ્ચે માને વાણ. રાજકુંવર મુખ બોલીયો, તે વેળા તે સાથ; હું તો કોઇથી ડરતો નથી, નીસ્ચે માનો વાત. જ ક્ષ કીનરને ગાંધરવી, રાક્ષસનું છેદુ શીશ; એટલી હી- મત રાખુ અમો, પ્રભુ પ્રતાપે આ દીશ. તારે ગમે તો તારૂણી, તુ કર મારો ઘાત; બીજા કોઇથી, બીતો નથી ની શ્ચે માનજો વાત. માટે મન મુકીને કહો તમ તણું જે દુખ; પરમેશ્વર પ્રતાપથી, સાતા પમાડીશ સુખ. ઇશ્વર આણુ ઓ વાતમાં, મુજ તુજ વચમાં શ્રીરામ; દુખ ભાગીશ

સહુ તારૂણી, ફોડોશ દુશમનનો ઠામ. એવાં વચન શ્ર
વણ સુણી, તે વીનતા થઇ રળીઆત; હકીકત પોતા
તણી, કેહેવા લાગી વાત. ફીરસ્તા નામે જીંજીરો સહી,
ત્યાં રાજા મજકુર નામ; ગાંધ્રવ નામે રાજા સહી; મા-
હારા પીતા તણો તે ભાઇ. ભત્રીજી હું તેહની, તે કાકો
મારો થાય; તેના કુળમાં કલંક એક આવીયુ, તે કહું
તમનેં આંય. પુત્રી તેના પેટની, બંકાવળી તેનું નામ;
અપસરા સરવેમાં શીરોમણી, તેણે કીધુ એક કામ. ભ-
રત લોકનો એક માનવી, કોઇ સુઘડ પુરૂષ સુજાણ;
આશક પડી તે ઉપરે, સોપ્યા તન મન પ્રાણ. ઇચ્છા
કરીને વરી. કરતી ભોગ વીલાસ; તેની માતાની દ્રષ્ટી-
એ પડી, ચડયો; તેને કાળ. તે નરને નાંખી દીધો સહી
સમુદ્ર કેરે માંય; પુત્રી ઘાલી કેદમાં, બેડી જડાવી પાય
તેના વાત આવી મુને, હું મળવા ગઇ તે ઠાર; શીખામ
ણ દીધી, પણ નવ માને તે નાર. દીવાની તે તહાં થઇ
ગઇ નથી શુધ કાંઇ તન તે નરનો નેહ લાગી રહ્યો, ભ-
રછેટ થઈ તે મન, પેર પેર વીનતી ન માન્યુ એક લ-
ગાર; તે નરના વોજોગથી, તેના જશે પ્રાણ તે ઠાર. મ-
ળી ભેટી સઉને જઈ. પાછી ઉડી આકાશ; તેહેવામાં
પાપી એક આવીઓ, રાક્ષસ મારી પાસ. પ્રૌઢી કાયા તે
ણી કરી, બાંધિ મુજને તાંહે; આ ઠામે રાખી મુને, બે
ડી પેહેરાવિ પગ માંહે કુદ્રષ્ટી કરી ઘણી સમભોગનુ ઇ-
ચ્છે સુખ; માહારૂ મન રાજી નથી, એમ વીનતા બોલી
મુખ પરમેશ્વર લાજ રાખશે, કે કરવી પડશે ઘાત; ત-
મો માનવી રૂપ કોણ છો, તે વીસ્તારી કહો વાત.

ચોપાઇ.—એવાંવિનતાનાં સુણી વચન, દલગીરથયુ
રાજાનુ મન; બંકાવળીનું સાંભળી દુખ, ઉતરી ગયુ-

તે વેળા મુખ. આંખે આંસુ આણ્યાં તહી, હકીકત પોતાની કહી; તે બંકાવળીનો આશુક હું, સત કરિ માનજે તું. સાગરે મુજને કહાડયા બહાર, ભમતો આવ્યો આ ઠાર; તેની વાત વિસ્તારી તમો, તેના દુખેથી દુખ પામુ અમો. જાણે જખમ ઉપર છાંટે ખાર, તેવિ ગતી મુજને આ ઠાર; લેખ લખ્યા હશે મુજ ભાગ્ય, તો તે પાછી મળશે મુજ નાર. એવાં તે નરનાં સુણી વચન, પ્રસન થયુ વિનતાનું મન; રૂપ કળા ગુણ હિમત જોઇ, તે વિનતા પણ મનમાં મોહિ ધન ધન હીમત તારિ જાણ શુ કરૂં પરવશ મુજ પ્રાણ; અહીંથી છુટું એકજ વાર, તો તો મેળવુ પાછી નાર. લાચાર છઉ પરવશ હું આજ, તો કહાંથી સરશે તારૂ કાજ; રાજકુંવર મુખ બોલ્યો વાણ, તારા શત્રુનો લઉ પ્રાણ. તુજને અહીંથી મુકાવું નાર સત વચન મારૂ આ ઠાર; ગઉ બ્રાહ્માણ સ્ત્રાની વારે ધાઉ ખરા ક્ષત્રિ કુળનો કહેવાઉ. ધાહિ મરૂ કે મારૂ આંહી તુંને મુકીને જાવાનો નહિ; એમ કહિ કર જેષ્ટીકા ધરિ, મારિ બેડિમાં વેગે કરી, કટકા થઇ ગયા દસવિશ, બંધ થકી છુટી તે દીશ; વીનતા પ્રસન થઈ તે જાગ્ય, ઓવારણા લઇયે લાગી પાય. ધન ધન માનવી અવતાર, તારા પ્રાક્રમનો નહી પાર. બંધનથી તો છુટી અહીં, વળી પુંઠ મુકવાતો નહીં; પહાડ સરખી તેની કાય, તે કેમ તમથિ જીતી શકાય. રાજકુંવર બોલ્યો તે સાથ, વીનતા પ્રત્યે બોલ્યો વાત; સહિ જનાવર તે સુજાણ, હાથિ તણા તે લેશે પ્રાણ. વજરના હથિયાર જે સાર, ને પહાડ ફાટી નિસરે બહાર. નાના ઉપર નવ જોશો લગાર, પાપીને મારૂ આ ઠાર; જો હોય આ સમે હથીયાર. તોતો કરૂ સહી એનો સંહાર. પ્રસન વિનતા મનમાં થઇ, આયુધ રા-

ક્ષસનાં દેખાડચાં સહિ; તેમાંથી એક તેને લિધ, થયુ કામ આપણું સિધ.

દોહરો.—લોધી તરવાર એક ત્યાં થકી, સાથે અપછરા નાર; બન્યો જણ સાથે નિસરચા, મેહેલ થકિ તે બહાર. કોશ એક ચાલ્યો ત્યાંથકિ, એત્રે શબ્દ થયો એક પાહાડ; જાણે ગરજના મેઘનિ, કંપવા લાગ્યું ઝાડ. પાછું ફરિ જોયુ તહીં, દોડતો આવ્યો પાહાડ; નારિમન બીનિ ઘણું, ધ્રુજવા લાગ્યાં હાડ. રાજકુવર શું ઓચરિ, શા થાશે હવાલ; પાછળ આવે છે દોડતો, આણશે બેઉના કાળ. રાજકુવરે જોયું પાછું ફરી, દીઠો પાહાડ શરિર; હિમત રાખિ ઉભો રહો, તે વેળા તેણે તિરબિજી ટોપી હતિ કને, તે મુકી વિનતાને શિશ; નિરભે થઇ બેસો તમો, એમ બોલ્યો તે દિશ. તુજને કો દેખે નહીં, જુઓ બેસિને નાર; પરમેશ્વરને ગમતું હશે, નિપજશે આ ઠાર. એમ કહિ તે નારનાં, સનમુખ ધાયો જાય. પાસે જઇ ઉભો રહ્યો, દિન બોલો આંહ. અહ્યા કોણ છે તું માનવિ, કેમ આવિ પોતો આ ઠાર; ખાનુ મારૂ તે તોડિયુ, નવ બિનો મન લગાર સમુદ્ર આગળ જેમ ખાબડુ, મેરૂ આગળ પથર જાણ; મારે મત તેવો સહી, પલકમાં ખોઇશ પ્રાણ. પણ સ્વરૂપ જોઇ તમતણું, દયા આવે છે મન; આ જંગલમાં કયાંથી આવીયો, બોલને સત વચન. મરજાદા લોપી કરી, કેમ ચોરી તે નાર; તે તો આપ તું મુજને, નહીંતો ભક્ષ કરૂ આ ઠાર. તારે રાજકુંવર મુખ બોલીયો, તારી પહાડ સરખી કાય; તેથી હું ડરતો નથી, નીષ્ચે માનો મન માંય. અમો મરતુલોકના માનવી, ગઉ સ્રીના પ્રતીપાળ; મરતા લગી આપુ નહી, આણીશ તારો કાળ. નત્ररेા નીલ નફટ, નપુશાક નર ક

હેવાય; મારે મન તું તેવો સહી. તું નીચ્ચે માન મન માંય. હસ્તી નાસે જેમ સીંહ થકી, તેમ નાશીશ આ- ણે ઠામ; કડકે કડકા તારા કરીશ, તું જોઇશ મારૂં નામ.

ચોપાઇ.—ત્યારે દહીતને મન ચડીછે રીસ, ગદા એ ક લીધી તે દાશ; ફેરવીને મારી જેટલે, રાજાએ ટોપી પહેરી તેટલે. ઠામ અગોચર પેટો જઇ, એમ હાથ બ- ચાવ્યો તહીં; વળી હોંશીયાર રાજા થયો, ઉતારી ટો- પીને સનમુખ ગયો. ફુલ બરાબર માહારે મન, હશી કરી એમ બોલ્યો વચન; તારે ગમે તો માર ઊચળી પ હાડ, મારે મન તો તરૂ સમાન એવાં વચન તેનાં સુ- ણી, રીસ ચઢી રાક્ષસને ઘણી ; સાંગ એક મારી વીક- રાળ, સુસવાટો કરતી આવી તે ઠાર. તારે ટોપી શીર- પર ધરી, બેઠો ગફામાં વેગે કરી; વળી વીચારયું ત્યાં રાય. હીમત રાખી સનમુખ જાય. વળી મુખથી બો- લ્યો તે વાર, બળ હોય તો તારૂ દેખાડ; શુણી વચન ચડી ઘણી રીસ, મારયો વૃક્ષ એક તેણે દીસ. ને પણ ચુકવીયો તત્કાળ, તાંહાંથી પછી દોડયો બાળ; પેટ મ ધે ભરાયો જઇ, મારી લાકડી પગમાં સહી. ભાગી ગ- યા તેના બે પાગ, જુદા થઇને રહ્યા તે જાગ; પૃથ્વી ઉ- પર પડયો ગતી ભંગ, રાજકુંવર બોલ્યો તેની સંગ, જેમ લાકડી ભાગી પાય, તેવુ શીશ છેદીશ આંય; જી વતો આજ મેલવાનો નથી, એ વાત જાણજે સરવથી. મહાપાપી તુને કહીએ આજ, પરસ્ત્રી સાથે શું છે કાજ; રાજકુવરનાં સુણી વચન, કરોધ ચડયો રાક્ષસને મન. મુખ થકી કરે પોકાર, રાક્ષસી માયા થઇ તઈઆર; સ હસ્તર રાક્ષસ નીકળીયા સહી, કાળ સરીખા દીઠા તહીં

કોઇની હાથીના સરખા સુંઢ, કોઇની કાયા મોટી પ્રૌઢ; કોઇ ખર મુખ કહેવાય, કોઈ રૂઢ ઉભા થાય. કોઇની નાશીકા મોટી વીકરાળ, કોઇનાં નાક જાણે વાંસની ડાળ; કોઇના દંત જેવા હાથી સહી, વીકરાળ વદન દીસે છે તહીં. કેટલાએક દીસે છે પહાડ, પાડે બરાડા કકડાવે હાડ. એવી માયા રાક્ષસે કરી, રાજકુંવરે હીમત ધરી.

દોહરો.—કહાડી તરવારને દોડીયો, કોઇ નવ દેખે કાય; મારે હાથ ઉપરે, તે કકડે કકડા થાય. માયા સહુ પ્રાજે કરી પાપીનું છેદયું શીશ; ભોમીનો ભાર ઉતારીયો, તે વેળા તે દીશ. રાજકુંવર ત્યાંથી ગયો, મુરછા આવી તે કાય; અવની ઉપર જઇ પડયા, રૂબચ્યા આવી ત્યાંય. દીઠાં પરાક્રમ તેહનાં, તે મનમાં પામી સુખ; ઉપરથી છેડા કહાડીઓ, ઢોળવા લાગી વાય. હાથ ફેરવ્યો તે ઉપરે, અમૃત દ્રષ્ટ કરી ત્યાંય; તરત બેઠો રાજા થયો, વીનતા લાગી પાય. કરજોડી કરી વીનતિ, તે વેળા તે જાગ; જીવતદાન આપ્યુ મને, રાખી મારી લાજ. પાપીને પ્રાજે કરી, સરીયું મારૂ કાજ; મારી ખોલનાં કરાવું ખાસડાં, રહુ તુજ ચરણ મોઝાર. તોએ ઓશીંગણ થાઉ નહીં, એવાં વિનતિ કરે અપાર; મુજથી જે બની આવશે, તે કરીશ તમારૂ કામ; બંકાવળીને મેળવુ, ચાલો મુજ સંગ આજ એવાં વચન વિનતાએ કહ્યાં, વળિ જોડયા બે હાથ; વચન પ્રમાણ મારૂ કરો, ચાલો મારી સાથ. એવી વિનતી નારિએ કરી, તારે માન્યું મન; મારગ ત્યાંથી ચાલિઆ, હરખ ધરી રાજન. મુકામે પોહચ્યો જઇ, ગઈ તે પુરમાં મઝાર; દુખીયા લોક દીઠા સહુ રૂદન કરેછે અપાર. માત પીતા કલ્પાંત કરે, સોચ કરે ચોપાસ; ખોળવા કારણ

પરવરયા, એક સહસ્ત્ર પોતાના દાસ. કોણે હરી મારી દીકરી, શોધને લાવો બાળ; શું મુખ લઇને અમો રહું, આણિશ હું મારો કાળ. એમ કલ્પાંત તહાં થઇ રહ્યું, એવામાં ગઈ તે નાર; સાથે દિઠો માનવી, તેની શોભા અપરમપાર. માત પીતા ઘણું હરખીયાં, જાણે અંધને આવ્યાં લોચન; રૂદીયાશું દાબી દીકરી, કયાં ગઇતી મુજ તન.

ચોપાઇ—પ્રસન થયું પોતાનું મન, મુખ થકી બોલી વચન; કોણ હરી ગયું તું તુને, પુત્રી સાચું કેને મુને. તુજ વિજોગે તજતાં પ્રાણ, માત પીતા બોલ્યાં મુખ વાણ; પુત્રી કહે સુણો માતને તાત, તમ આગળ સાચી કહુછું વાત. બંકાવળીને હું મળવા ગઇ, એક દીવસ હું પાસે રહી; મળી ભેટીને પાછી ફરી, ઘણો હરખ મન માંહે ધરી. ઊઠીને મારગ ચાલી જેટલે, રાક્ષસ એક આવ્યો તેટલે; મુજને ઝાલી લીધી તેણીવાર, લઇ ગયો પોતાને ઠાર. બેડી પેહેરાવી મારે પાય, નાંખી કાળે ગ્રહ મોઝાર; રાત દીવસ હું તો કરૂં રૂદન, દયા નવ આવે પાપીને મન સાત દીવસને સાતજ રાત, ઘણું કષ્ટ વેઠયું મુંજ માત; આ માનવી આવ્યો તે ઠાર, એના પ્રક્રમ તણો નહી પાર. રૂદન કરતી દીઠી જાણ, અર્ચા કરી મુખ બોલ્યો વાણ; ભગની કરી બોલ્યો મુખ, કોણે દીધું છે આવું દુઃખ મને આપ્યું જીવતદાન, ગણી પોતાની ભગની સમાન; એના ગુણનો પારજ નહીં, ઘણી વાત શું કરીએ અહીં. જો ન માનો મારી માત; ઊત્તર દીશા તરફ એક પહાડ, સો જોજન ઇહાંથી સાર, ત્યાં રાક્ષસ પડયાછે મરણ, સહસ્ત્ર એક પડયાછે ધરણ; તે સરવેને પરહરયા ત્યાં, એની તેણી આ-

વી ઇહાં. એવાં પુત્રીનાં સુણી વચન, સરવે સભા થઇ પ્રસન; રાજકુંવરને દીધુ માન, મુકયાં આગળ ફોફળ પાન. આપ્યાં દીવ્ય વસ્ત્ર શણુગાર, આગતા સ્વાગતા કીધિ અપાર; મુજ પુત્રિ લાવ્યાં તમો, શું ઓશીગલ થઇશુ અમો અમારા ભાગ્ય તણો નહિ પાર, કયાંથી માણસ આવે આ દ્વાર; બે અપછરા આવિ દાશ, રેહેવા કારણ મોહાનિ પાસ. પુત્રીને કહે તારો બાગ, ત્યાં રહેવાને આપો જાગ્ય; તુજથિ થાય તે કર ચાકરી, જીવતદાન આપુ દીકરી આગતા સ્વાગત એનિ કરો, જોએ તો એનિ સાથે પરવરો.

દોહરો.—જેવો બાગ ગુલબંકાવળી, તેથિ સવાયુ કામ; અદકુ ઓછું એમાં નથિ, અચરત પામ્યો તે ઠામ. સાંભળ્યું સુખ પોતા તણું, ઝુરવા લાગ્યો મન; ઠરિ ઠામ તેમાં રહો, થિર મન કરિ રાજન. અપછરા બે મુખ આગળે, સેવા કરે રાત દિન; વિજોગનિ વેદનાએ કરી, ઝુરે મનની સાથ. રૂબચ્ચા આવિ કરી, દિવસમાં બે વાર; અમરત ભોજન મુખ આગળ ધરિ, વિરજ આપે તે ઠામ. સ્વર્ગપુરીમાં કાગળ લખ્યો, મુખ આગળ સઘળિ વાત; પુત્રી આવી ઘેર આપણી, ચીંતા ન કરશો ભ્રાત. રાક્ષસ એક ત્યાં લઇ ગયો તેની કહાડી ભાળ; એ રીતે લખી આપીયો, કાસદને તત્કાળ તે કાગળલઇને ચાલીઓ, વાયુ રૂપને શી વાર; લઇને પોતે ત્યાં જઇ, સભા મધ્યે નીરધાર. કાગળ આપ્યો કર વીષે, વાંચ્યો તેણીવાર; વાંચીને ખુશી થયો, હરખ્યા મનમાં સાર. રાણીને કહ્યું જઇ, તે પણ થઇ રળીઆત; મળવાને જાવું સહી, એમ બોલી મુખથી વાત. રજા લીધી રાજા તણી, મળવા કારણ જાય; બંકાવ-

ળીએ વાત સાંભળી સહી, ત્યાં મળવા આવી માય હું પણ સાથે આવુ ત્યાં, મળવા રૂબચ્યાની પાસ ઉદાસી ભાગે માહારી થાએ જીવ ઉલાસ. વચન સુણી કુંવરી તણાં, હરખી પોતાને મન; બેડી તાગ ભંજારીએ કહાડી પુત્રીને તે દન ગત્રન મારગે બેઉ ચાલીયાં દાસી સાથે દસવીસ; જંજીરા ઉપર જઇ કરી, પોહોર બે ચડયો દીશ. ખબર થઈ તે પુર વીખે, સામી ગઇ રૂબચ્યા કુમાર; કાકિને ચરણે નમી, બંકાવળિ દિઠી તે વાર.

ચોપાઇ.— નમી ભેટીને આવી પાસ, સહોદર સહુ બેઠા પાસ; પુત્રિને પુછયા સમાચાર, સંક્ષેપે કહો વિસ્તાર. બંકાવળીને રૂબચ્યા નાર, પાસે બંને બેઠી સાર; કાન મધે એક વાતજ કહી,તારે મારે દોસ્તી થવાની આંઇ વિજોગ છે તે સંજોગ થશે,દુઃખ દરિદ્ર તારાં જશે; કાન મધે એક વાતજ કહિ, બંકાવળિએ ચિતમાં નવ સહી. આગતા સ્વાગતા કરી અપાર, એક દીવસ રહીતે ઠાર; હઇડે દુખને મનમાં હસે,મન મધે ઉદાશી વસે. આગતા સ્વાગતા કરી અપાર, એક દીવસ રહી તે ડાર. બીજે દીવસે માગી રજાય,રૂબચ્યા બોલી તે ઠાર.બંકાવળીને મુકી જાઓ, અમો બંને બેન રમીશુ આંય; એના મનની ઉદાશી જશે, મારૂ મન પણ શીતળ થશે. માટે રહેવા દેને અહીં, એવી મુખથી વાણી કહી; સાત દીવસની આપી રજાય, મુકી ગઇ તેની માય. બન્નેના મનની પોતી રળી, રમે જમે એક સાથે મળી; રમવા કારણ નીસરયા બહાર, હાસવીનોદ કરે અપાર. એક સમે બેઉ બેડી એકાંત, ભાગવા કારણ મનની ભ્રાંત; સાંભળી બેની ચતુર સુજાણ, રૂબચ્યાં મુખથી બોલી

વાણ, એક વાતનો સંદેહ મુને, તે પુછુ હું મુખથી તું-
ને; રીસ નવ કરે તો હું કહુ, નહીતો મનમાં સમજી
રહુ. બંકાવળી કહે નવ કરૂ રિસ, શુ સંદેહ કહો આ
દિશ; કેવો હતો નર કહોનિ નાર, એટલુ પુછવુ છે આ
ઠાર. પુરૂષ તણુ તે કેવુ સુખ, વિસ્તારિ કહો તે મુખ;
એ વાતની ખબર છે તુને વીસ્તારીને.કહોને મુને. બં-
કાવળીને ચડિ છે રિસ, ક્રોધ કરિ બોલિ તે દિશ; તે
શું મુજને લંપટ બણિ, તે મુખથિ એવી વાણી ભણિ
નરતણિ શિ કરવિ વાત, નથી પરણાવિ આપણે તાત;
રાક્ષસને ઘેર જઇને તું રહિ ભ્રષ્ટ થઇ તારિ બુદ્ધિ ગઇ
એમ રિસ કરીને વાણી ઓચરી, ત્યારે રૂબચ્ચા બોલી
સુંદરિ. સેહેજે વાત પુછુંછુ અમો, રીશ સાને કરો-
છો તમો.

દોહરો.—એમ કહીને હશી પડી, ફેરવિ નાંખિ
વાત; મન હિર આવિઉ નહિ વિચારયુ મન સા-
થ. તે વાત તો ઉડાવી તહિ, વિનોદ કરે અપાર; રજ-
નિ વિતિ રંગમાં, ઊદે થયો પ્રાતસકાળ. દંત ધાવન ક
રવાને કારણે, બેઠો બાગને માંહે; પુષ્પ વિમળ ખિલી
રહી, ફરવા નિકળ્યા ત્યાંહે. રમતાં રમતાં આવિયાં,
જ્યાં બેઠો રાજકુવર; ત્યાં શોભા છે અતી ઘણી, લઇ
આવી તે ઠાર. પંખિ નાહાના પ્રકારના, મેંનો પોપટ
સાર; તુતી લોહ્યા લોહનો બુલ બુલ બોલે વિકાર. શ-
બ્દ નાહાના પ્રકારના બોલે મધુરિ વાણ; રાજકુંવર ભ
ણાવે તે સમે, કોકીલા શબ્દ પ્રમાણ. મધુરિ વાણીએ
ભણાવતો, સાંભળ્યો સામાએ સાદ; અલૌકીક વાણિ
સાંભળિ, પામિ મન ઊલાસ. રૂબચ્ચાં મુખ ઓચરિ,
એક જનાવર ગુણ ભંડાર; તેનિ શોભાનો પારજ નથિ

બોલિ તેને ઠાર. બંકાવળિ રિજી ઘણું, આપણથિ શબ્દ વિશાળ; જોવા તે જનાવરને, ભાગ્યો મનમાં ખ્યાલ એવાં વચન સુણિ કરિ, લઇ ચાલ્યો તે ઠાર; જુવે તો મનનો માન્યો તહીં, બત્રિસે ગુણ ભંડાર. રાજકુવરે ઓળખિ, બંકાવળિએ ઓળખ્યો રાય; મોહ બાણ વાગ્યાં ધરણિ ઢળિ, અવનિ કેરે માંહ્ય. ચાર ઘડિએ સાતા થઇ, ઉડયાં બેઉ જણ ત્યાંય; ફરિ મુખ જોયુ તહિ, આણંદ અંગ ન માય ખુશાલિ વાધી અતિ ઘણી. મળીયાં બન્યો સાથ; ચુંબન દેઇ કરી ચાંપી રૂદે, ભિડિ ભુજની બાથ. હરખનાં આંસુ આવીયાં, ગયુ નર નારીનુ દુઃખ રૂંભચ્યાં તે જોઇ કરિ બોલિ પોતાને મુખ.

ચોપાઇ.—રૂંભચ્યા મુખ બોલિ વાણ, સુણ બંકાવળિ ચતુર સુજાણ; તે તો કુળને લગાડિ લાજ, આ નર સાથે શું તારે કાજ કોટે વળગિ બેઠિ પાસ, કરે બન્યો હાસ વિલાસ; આતો તુને ઘટતુ નથિ, સત્ય માનજે મનમાં કથી. સેજ વાત પુછી તે દીશ, તે ઉપર તૂજને ચડીતી રીસ; આ ઠામે તેમ તુ ભ્રષ્ઠ થઇ, ચાતુરી સઘળી તારી ગઇ. નીચુ જોઇને લજ્યા કરી, મુખ થકી વાણી ઓચરી; એ મન ભાવતો મારો પતી, સત કરી માનજો વીનતી. પરમેશ્વરે મેળવ્યો આજ, ઓલ્લવાઇ મારા મનની દાઝ; તેં મેળવીઓ મારો નાથ, સરવે આબરૂ તારે હાથ. ત્યારે રૂંભચ્યાનુ ઘણુ રીઝીયું મન, માંડી વાત વીગતની તે દન; એ નરની પણ હુછુ દાસ, પ્રીત કરી રાખ્યો મેં પાસ જીવતદાન આપ્યુ મુને, તે સરવે માડી કહુ તુને; દુખની વાતા વીસ્તારી કહી, તે સુણતામાં અચરત થઈ. ભાઇ બેનની પરઠી પેર, તેડી લાવી હું મારેઘેર; તારા ઇશકથી ભમીઓ વ-

ન, તે સરવે કહ્યું રાજન. વચન બોલી હું મારે મુખ, હું ભાગાશ તાહારૂ દુઃખ; તે વચન પાળીયું આ ઠાર, મેળવીયાં બેઉ નરને નાર. આમ કહીને બેઠી પાસ, ક રે વીનોદ આણી ઉલાસ; એમ કરતાં તે રજની થઇ, બન્યો બેન ઉઠીને ગઈ. પાછી ફરી.તે લાવી મુકામ, બંકાવળી બોલી તે ઠામ; ગયું રતન આવ્યું છે હાથ, કઇ પેરે લઇ જશો સાથ. વળી કદાપી થાશે વીઘન, તોતો નીસ્ચે પડશે તન; એ નર પાખી દેહ નવ ધરૂ, આપઘાત કરીને મરૂ. એમ કહીને રોઇ તે નાર, રૂબચ્યા બોલી તે ઠાર; હીમત રાખીને મનમાં રહે તું, એ નરને પરણાવીશ હું એમ કહીને આપ્યુ વચન ત્યારે ધીરજ આવી મન; ખાન પાન કીધાં અપાર, વીતી ર જની તેણી વાર. દંતધાવન સ્નાનજ કરી, રાજકુવર પાશે પરવરી; ખાન પાન રંગને રાત, ત્રણ જણાં બેઠાં સગાત.

દોહરો. સાત દીવસ એમ વહી ગયા, અધવ પુરી થઇ જાણ; રૂબચ્યા મુખ ઓચરી, બંકાવળી પ્રત્યે વા ણ. સ્વર્ગપુરીમાં જાઓ તમો, મળો જઇ માતને તાત; કદાપી કોઇ આવશે, વીપરીત થાશે વાત. હીમત રા- ખી રેહેજે તહીં, જાણે છે મુજ પાસ; થોડા દીવસે પો હોચાડશુ, તારા મનની આસ. ચાકરી કરશું એહની, થઇ રેહેવાની દાસ; એની ચીંતા કરતી રખે, માહારો પરમેશ્વર જાણ. પકડી મોહોબતની પ્રીતશુ, . નીશ્ચે માનજે વાણ; ભરાત તાત સરખા સહી, મારે મન એ આજ જો ન પરણાવુ રાયને, તો ઇશ્વર કેરી આણ; સ ત વચન છે માહરૂં, તારા કર મોઝાર. એવાં વચન શ્ર વણે સુણાં, ત્યારે આણ્યો વીસવાસ; ઉઠી કરીને પર-

વરી, માત પીતાની પાસ. કહે છે દીકરી, કેસતું દી ઠું મુખ; પ્રસન થઇ મનમાં વીખે, સમ્યા સઘળા દુખ. હાશ વીનોદ કરે તહાં, તેની માતા થઇ રળીયાત; રાજકુંવર મન દુઃખ ધરે, તે વીસતારી કહું વાત. બંકાવળી ગઇ ત્યાં થકી, પાછો થયો ઉદાસ; રાત દીવસ ઝુરે ઘણું, બેઠો થઇ નીરાશ. આંખે આંસુ ધારા પડે, કર દઇ બેઠો કપાળ;રૂબચ્યા બધા આવી તહીં,તે વળા તે કાળ. અમ્રત વસ્તુ અ મળ ધરી, દુખે ઉતારીયુ મુખ જાણે રાહુએ ઘેરયો ચંદ્રમા, જોઇને પામી દુખ. હું તમ ને નાખ્યે નથી દુભતાં જીવથી વલભ જાણ; કેમ દલગીર થઇ બેઠા તમે, ભાઇ સાચી બોલો વાણ. એવાં વચન સુણી નારનાં, બોલ્યો ચતુર સૂજાણ; મોહોટું દુખ વીજોગનું, જસે અમારા પાણ.

ચોપાઇ.— એવાં વચન રાજાનાં સુણી. રૂબચ્યાએ વ ણા ભણી; ફરી ફરી તમો આવો કહી, મારાથી ચાકરી થઈ નહી. તમારી સેવા વસા કરૂ. જીવ્યુ સફળ તે મારૂ કરૂ, માટે તમો રહો એક માસ પોહોચાડીશ તમ કેરી આશ હીમત મુકે કાંઇ સીધી નથી,ચતુરહો વીચારો સરવથી; માટે થીર રાખોની મન, વીનતા હશી બોલી વચન એ મારૂ મોથ્યા નવ જાય, બંકાવળી પરણાવીશ રાય; જીવ જશે ના મુકું મામ, કરૂ સરવથી તમારૂ કામ, એમ કહી આપીયુ વચન, રાજકુવરે પાછુ વળીયુ મન; હાશ વીનોદપર ચીત કરી. રૂબચ્યા ત્યાં થીં પાછી ફરી. જઇ પહોચી માતાની પાસ, મળી કરી ને બેઠી પાસ; જાણે વાદળમાં ઉગ્યો સુર, ઉતરી ગયુ વીનતાનુ નુર. કમળ પુષ્પ કરમાયુ જેમ, પુતરી મુખ શોભે તેમ; શું દુખ છેરે દીકરી, સાચી વાત કહોને દી

કરી. માતાજી કહેતાં આવે છે લાજ, કહ્યા વીના નવ સરે કાજ; રીસ નવ કરો મારી માત, તો તો કહુ માંડી ને વાત. એમ કહીને ભીડી બાથ, ત્યારે માતા બોલી- પુત્રીની સાથ; વાંક ગુનો મેં બક્ષો તુને, સાચી વાત ક- હોને મુને. ત્યારે રૂબચ્ચા બોલી વાણ, સાંભળ માતા ચતુર સુજાણ; ધરમ તણો જેછે મુજ ભ્રાત, જેણે જી વતદાન આપ્યુ માત; રાજવંશી રઢીઆળુ રૂપ, સીરક- સ્તાન તણો છે ભુપ. મહા બળીયો ચતુર સુજાણ, બે- ન કહી બોલેછે વાણ; બંકાવળી આશક એ, તેના વી- જોગથી તજેછે દેહ. પુછી કરી મેં લીધો પાર, તમઆ ગળ સાચુ કહુ આ ઠાર; મુજને જીવાડી એણે માત, નહી તો રાક્ષસ કરતો ઘાત તે ઉપગારી પામે દુખ, ધી ક્કાર પડયુ આ મહારૂ સુખ; ગુણ ઓશીંગલ થાઊં જા ણુ, તોનો જીવવુ મારૂ પ્રમાણ. દીન વચન વાણી કહી માતા મનમાં સમજીને રહી.

દોરો.– પુત્રી ત્યાં બોલી રહી, પછે બોલી તેની માત; પુત્રી તેં તો કહી મુને, તે વીપરીત વાત.એ કા- મ કઇપેરે થશે, આપણ અપછરા અવતાર; ઈંદ્રાસન જાવાંની ગતી, દેવ રહે છે તે ઠાર. માનવ સાથે સબંધ નહી, દ્રષ્ટે નવું જોવું વદન; અડેથી અભડાઇએ, વિચા રી જોને મન. તે પરપંચનુ પુતળુ. આપણ અગની કા ય; તેજ તણા અંબારથી, બળીને પ્રલે થાય. અવળી ગંગા કઇપેરે વહે, પછમ ઉગે કેમ ભાણ; નેવનાં પાણી કેમ મોભે ચડે પુત્રી ચતુર સુજાણ. આગશુને ગંગા કે ઇપેરે મળે, સીંહને કેમ મળે શીયાળ; શારદુલને કેમ મળે શ્વાન, વીચારી જો તતકાળ. કોટી ઉપાય એ નર કરે, પણ નવ પામે મનની આશ; પણ જીવતદાન તુને

આપીયુ, તે કેમ કરીએ નીરાશ. ઉપકાર તો એણે કીધો ઘણો, મુકાવી તુજને તન; તે પાપીને પ્રાજે કરયા, ગુણ કેમ ભુલુ મન. માટે પુત્રી માહરી, કરીશ એનું કામ;ચીંતાં તજ તું દીકરી,હું કહુ તે તું કર. છબી ઉતારી એ નર તણી, તું લાવની મારી પાસ; તે લઈ જાઉ સરગપુર વીખ, પીરોજશાની પાસ. રાજા રાણીને રાજવું, વીચાર કરીશ તે જાગ; મારૂં ચાલશે તે જઇ કરીશ, પછી તો એનું ભાગ્ય. એવાં વચન સુણી માતનાં, પુત્રી થઇ પ્રસન; ત્યાંથી પાછી ફરી ગઇ, જયાં બેઠો છે રાજનાં. કાગળ પોતે કહાડીયો, લખીયો પટમાં ભુપ; નખથી તે શીખા લગી, શોભે દેવ સ્વરૂપ. દેવ વસ્તર શોભી રહ્યાં, આભુશણનો નહીં પાર; જાણે ઇદ્રસભાનો રાજીયો, શોભા અપરમપાર. રૂપચ્યા લાવી સહી, માતા કેરા પાસ; જોઇ છબી તે નર તણી, શોભા સૂરજ પ્રકાશ.

ચોપાઇ.—દીઠી છબીને હરખી મન, ઉઠી તે વેળા તે દીન; ઉઠી કરીને ચાલી તહીં, સ્વર્ગપુરીમાં વેગે ગઇ. રાજા રાણીએ જાણી વાત. મળી ભેઠી થઇ રળીઆળ; ઇછા મળવા કેરી થઇ તે કારણ હું આવી આંઇ. ભલે પધારચા આણે ઠામ, વીનોદ વાત કરી અપાર; દેરાણી જેઠાણી બેઠી પાસ, કરે વાત આણી ઉલાસ. હોશના આશા બોલી ત્યાં વાણ, સાંભળ વીનતા ચતુરસુજાણ.તે વિનતા બોલી તે દીન, સાંભળ સઇયર મારી બેન; તમો કહી તે સાચી વાત, કુંવરીએ માંડયો ઊતપાત. કુળને લગાડવા બેઠી લાજ, તમ આગળ કહુછું સાચી વાત; કહે છે તે માનવીને વરૂં, નહીતો હું કુંવારી મરૂ. ગાંધર્વ સાથે પરણાતી નથી, સમ ખાઇ

બેઠી સરવથી; રમવા કારણ ગઇતી બહાર, કેમાનવી
ને નીરખી આવી આ ઠાર. તે દેખીને હરખી મન, એ
વર વરવાનુ એનુ મન; તેવી હઠ લઇને રહી, કુળ બો-
ળવાને બેઠી અહીં. બોળવા બેઠી બાપનુ નામ, તમ
આગળ કહુછું આ ઠામ; એવાં વચન વીનતાનાં સુણી,
હોશાનાએ એમ વાણી ભણી; તમે કહ્યું તે પંર દ્રષ્ટાંત,
ભાગી મારા મનની ભ્રાંત.

દોહરો.—દયા ધરમને ચાતુરી, ગુણ લક્ષણને બુધ;
ઉમેદવાર સહુથી ઘણી, સઘળી વાતનુ સુખ. હોંશીયા
ર સઘળી વાતમાં, કશી વાતે દીલગીર નહી મન; પર-
ગજુ પરમાર્થી, કરે દાનને પુન્ય. ભક્તિ ઘણી ભગવા
નની, હરી કથા ઘેર ઘેર થાય; અસતથી અળગાં રહે,
અધરમ માર્ગ ઊપર નવ ધાય. ખાનપાન ભાત ભાત-
નાં, ઘેર ઘેર ઓછવ રંગ; સત્ય ધરમ પાળે સહી, આ
ણંદ સઊને અંગ રૂપવંતા પુરૂષ ઘણા, કરૂ મુખે વખા
ણ; જોતાં આંખ ઠરે આપાણી, વાગે મોહનાં બાણ. વ-
ળી પર સ્વારથ પાળે ઘણાં, ભકત આધીન ભગવાન;
દયા દ્રષ્ટી સહુ ઊપર સહી, અકલ ચતુરસુજાણ. વળી
અંતરજામી તેને છે સર્વ સમાન, અવર પુરૂષ સરવે
તજ્યાં, સમ ખાઇને બેઠી જાણ. કદાપી કોઈ નર પર-
ણાવશે, તો તજશે પોતાનુ તન; બાળહત્યા શિર બેસ
શે, વળી જાશે પેટની તન; એક હાની બીજી હાંસી
થશે, વળી વિચારી જુવોને મન. એવાં વચન શ્રવણે
સુણી, વિનતા થઈ પ્રસન. તમો કહો તે કીજીએ, સા-
ચી કહી તમે વાત; ત્યારે પટ પેલો કાગળ ધર્યો, એ
સીરકસ્તાનનો રાય. છબી તે નર તણી, શોભા અપર
મપાર; આપણ કરતાં નાજુક એ સહી, કાગળ મધે

સાર. તે નર કદી અહીં આવશે, તો સઘળુ થાશે કામ; જોઇ છબી તે નર તણી, પ્રસન થઇ તે ઠામ. હોશના પ્રતે કહી, તે વીનતાએ વાન; એ નર કેઇ પેરે આ વશે, કેમ થાશે રળીઆત. માન્યું મન માનવ ઊપર, તો પરણાવુ આ ઠામ; પીગળીને પાણી થઇ, કબુલ ક-રયું તે કામ. હોશનાઅસ બોલી તહીં, તે વેળા તે સા-થ; તેવી વાત હું તમને કહું, તે સાંભળો આ વાત.

ચોપાઈ.—એ નરને શોધી લાવશુ અમો, એની ચંતા નવ કરશો તમો; સીરકસ્તાન છે એનો મુકામ, માણસ મોકલી તેણે ઠામ. મારે ઘેર તેડાવીશ રાય, ની શ્ચે માનજો મારી માય. ધોળ મંગળ ગવરાવો ગીત, હરખ આણીને પુરી પ્રીત. સામાન કરાવો તઇયાર, મંડપ રચવો અપરમપાર; સાતમે દિવસ લઇ આવુ જાન, દેવતાઇ હોશે રાજન. લાખેણો લાવો લીજીએ, કન્યાદાન કોડે દીજીએ; માટે સામાન કરો તઇયાર, હું તો જાઉશું મારે દવાર. રજા માગીને ઊભી થઇ, સાત મે દિવસે આવશુ અહીં; હોંશે નાર ગઇ આણી હુલા-સ, તે રાણી ગઇ રાજાની પાસ. સઘળી વાત વીસ્તારી કહી, હોસના પોતાને ઘેર ગઇ; આ પટ આપી વગ્ર વીલાસ કહ્યું વરને પરણાવો બાળ. પરમેશ્વરને ઊંચ નીચ ન કોય, સરવે સમાનજ તેને હોય; કુંવરી તણુ તે ભાગે દુઃખ, નીત નીસાસો નાંખે મુખ. માટે કુંવરી પર ણાવો સહી, મારૂ મન તો રાજી અહીં; કન્યાદાન કોડે દીજીએ, લાખેણો લાવો લીજીએ. એમ રાણી મુખ બો લી વાણ, છબી આપી કરમાં તે જાણ; સાત દીવસમાં આવુ લઇ, માટે સામાન કરોને સહી. દેવતાઇ રૂપ દીસે છે દેહ, દેખી છબીને ઊપન્યો સ્નેહ. તન મનથી થયા

રળીઆત, રાણી પ્રત્યે બોલ્યા વાત; એ ઊપર રાજી સહુ તમો, લોને પરણાવીએ અમો. પુત્રી મન થાશે ર ળીઆત, તો ત્યાં કરૂ વીવાહની વાત; એમ કહી તેડા વી દાસ, લઈ જાઓ બંકાવળીની પાસ. એ છબી દે- ખાડ જઇ તું, રાજી થાય તો પરણાવું હું; મોચાડુ તા- રા મનની રળી, એમ કહી દાસી મોકલી. આવી તે બંકાવલીની પાસ, આપી છબી પામી હુલાસ; દીઠો મન માનતો હરખ્યું મન, ધન ઘડી તે આજનો દન. રૂદીઆ સાથે દાબી કરી, સખી પ્રત્યે વાણી ઓચરી; આજતો ભળીયું મારૂં ભાગ, આશક મળ્યો આણી જાગ. તુજને કંઇ અજાણ્યુ નથી, તે નર જોવા ઇચ્છા સરવથી; વચન બંકાવળીનાં સુણી, સમેદ પરીયે વાણી ભણી.

દોહરો.—સમેદપરી ઓચરી, બેહેન પોહોતી મન નીઆશ; તુજ પીતાએ છબી મોકલી, પ્રીતે તમારી પા સ. એને પરણાવુ હેતથી, જો માને કુંવરાનું મન; સ- ભા વીશે એમ બોલીઆ, રાજા મુખે બોલ્યો વચન. મ નનો માન્યો મળ્યો તુને પોહોત્યા મનના કોડ; વીજોગ ના સંજોગ થશે, મણુશો જુગતે જોડ. પ્રસન થઈ તે પ્રેમ દા એ રૂબચ્ચાનુ કામ; તે તણી કીરપા થકી પોતી મ- નની હામ એમ વીચારૂ મન વીખે, આણંદ મલ્યા અં ગ; હશી વચન મુખ ઓચરી, સાહેલી કેરે સંગ. પ્રતી ઉત્તર ત્યાં કહાવીયો, તમે પીતા હું તન; તમને ગમે તે મુજને ગમે, હરખ્યું મારૂ મન. એક ગાય બીજી દી કરી, જ્યાં આપે ત્યાં જાય; લખ્યા લેખ કરમે સહી, તે મીથ્યા નવ થાય. માહારૂ મન રાજી સહી, તમે ધા- રી જે વાત; એ રીતે ઇહાં કહાવીયુ, દીસી સાથે વાત,

સમેદરૂએ જઇ કહ્યું, તમ પુત્રીનું રીજ્યું મન; એ નર-
ને પરણાવો મુને, એમ બોલી મુખ વચન. ત્યારે રાજા
રીજીઓ, ખુશાલી વાધી ઘેર ઘેર; મંડપ રચાવ્યો મો
કળો, સામાન કરયો બહુ પેર હોસેનાર ત્યાંથી ગઇ,
પોતાના સ્વામીને, ચતુરાઇ થકી તે ઠાર. સિરકસ્તાનનો
રાજીઓ, આવ્યો છે આપણે ગામ; જીવતદાન આપ્યુ
પુત્રીને, રાક્ષસનો ફેડયો ઠામ તેના ગુણનો પારજ નથી,
શું ઓશીંગળ થાસો રાય; એક ગુણ આપણ કીજીએ,
તો જશ વાધે પુર માંય. બંકાવળી આવી અહીં, તેણે
દીઠુ રાયનું મુખ; આસક પડી તે ઉપરે, તજીને બેઠી
સુખ. માત તાત રાજી થયા, પુત્રીનું રીજ્યું મન; પી-
રોશીએ તેડાવી કહ્યું, પ્રસન્ન થઇન મન. જાન લઇ આ
વો તમો; એવુ કહ્યું મુખ ત્યાંય; માટે કામ જા કીજીએ,
તો સરવેનો જશ વાધે જુગમાંય. ગુણ ઓશીંગળ થા-
ઓ એહને, તો હરખે માહરૂં મન; હશી કરી એમ બો
લીયા, સ્વામી સાથે વચન.

ચોપાઇ.—ત્યારે મુસાફરશાહ બોલ્યા વાણ, સાંભ
ળ રાણી ચતુરસુજાણ; નવ કેહેવી તે કોહોછો વાત, ક-
હાં ગાંધર્વ કહાં માનવ જાત. દેવતાને દુર્લભ છે વસ્ત,
તે માનવી કેમ ઝાલે, હસ્ત; કુંવરી કેરૂં રાજી છે મન,
વળી માત પીતા છે પ્રસન. વળી તાહરી સંપુરણ મેહે
ર, કરો કામ એ રૂડીપેર; ગુણ ગાઓ તો કરો એ કાજ,
ઓશીંગળ થાઓની આજ. કરવું આપણે એવું કાજ.
એવો સવાલ કરયો તે જાગ; કાશદ એક આવ્યો તેટલે
બોલાવ્યા રાયને એટલે. કાપળ એક કરમાં આપીયો
જાણ, મુખ થકી તે બોલ્યો વાણ; પીરોસાએ મોકલ્યા
આહે, મહી લખ્યા પ્રમાણે કરજો ત્યાંય. શ્રી જીંજીરા

છે ગામ, મુજફરશા રાજાનું નામ. લખીતંગ શ્રી સરગ પુરી શુભ નામ, પીરોશાના ડંડવત પ્રણામ. લખી વીનતી એ છે સાર, બંકાવળી છે મારી કુમાર; તેનો જાય છે કન્યાકાળ, નથી ગમતો ગાંધર્વનો બાળ. ઇચ્છા વર વરે છે સહી, એમાં આપણું કાંઇ જોર નહી; કેહે છે માનવી સાથે વરૂ, નહીંતર દેહ પાડીને મરૂં. એવી હોટ પાડીને રહિ, માટે એને શું કરિએ અહીં; સીરકસ્તાન તણો જે ભુપ, તેનું પટ માંહે દીઠુ રૂપ. તેની ખોળ કરિ લાવજો, જાન લઇ વેહેલા આવજો; અહીંયાં સામાન કરિએ તઇયાર, સાત દિવસમાં આવજો આ ઠાર. એવું પત્ર વાંચ્યું તે દન, મુસાફરશાનું હરખ્યું મન; વેહેચ્યા ગોળ ધાણાને પાન, સજન તેડાવી બોલ્યા વાણ. તેડયો કુંવરને આણી હુલાસ, મુજફરશાએ બેસાડયો પાસ; ગાંધર્વ મળ્યા છે અપાર, તે સરવેમાં વધારે ભાર. એવા બળ પ્રાક્રમનો પારજ નથી, સેહેસ્ત્ર રાક્ષસ મા સ્ત્રી સરવથી; મુકાવિ મારિ દિકરિ, તે ગુણ કેમ જાઊં વિસરિ. મુજ પુત્રીને તો ભગનિ કહિ, તે વચન તો લોપાએ નહિ; નહિતો કરત તમારિ દાસ, સેવા કારણ આપત તમ પાસ. માટે ભાઈ મારાનિ દિકરિ જાણ, તેને કબુલ કરો નિરવાણ; એમ કહિને તીલક કરયુ, શીફળ સોપારિ કરમાં ધરયું. જાણે તારા મધે જેમ શશિ, એવું રૂપ રહ્યું છે હશિ; ગાંધર્વ સરખા ગોરાં ગાત્ર, રાજકુંવર આગળ ત્રણ માત્ર. જોઇ કાંતીને હરખ્યું મન. નરનારિ સહુ થયાં પ્રસન; રૂબચ્યાં ઘણી હરખી કાય, પીઠી ચોળી રાજાને ત્યાંય. દિવ્ય વસ્ત્ર શોભે શણગાર, નાટારંગ થયા અપાર.

દોહરો.—સ્વર્ગપુરમાં ખુશાલી થઇ રહી, ચિત્રવો

ચિત્રના માંહે કામ; ચંદરવા ઘેર ઘેર જરિ તણાં, અમુલખ બિછાના સાર. રોસનાઇ ઘણી થઇ રહિ, ઉદ્દેકાર ઉદ્યોત ઠારો ઠાર; રંગ તાન વાજે ઘેર ઘેર, છતરીવાજાં વાય; નરનારી સહુ મગન છે, કરે ખુશાલી ત્યાંય. ભક્ષ ભોજન ભલી ભાતનાં, અમરત વસ્તુ અહાર; નગર ભોજન નીત્યે કરે, શોભા અપરમપાર. રાજ મંડપ તણી રચના, કહેતાં કહિ નવ જાય;વીસકરમા ભલા ભમે, તેથી બહુ રચનાય. રતન મણી જડાવ સહુ, લોલમ લાલ. સુવરણ સ્થંભ શોભી રહ્યાં, શોભે પાડ પરવાળ. તકીઆ ગલેચા જડાવ માંહે, રંગ બેરંગી ઘાટ; જળહળ જોત ઝળકી રહિ, નવ જાણે દિવસ કે રાત ઇંદ્રપુરી કોણ માત્ર છે, એવી મંડપ રચનાય; પીરોજશાહ હરખાયો ઘણુ, આણંદ અંગ ન માય. બંકાવળીને ખુશી ઘણી, પીઠી ચોપડી છે કાય; આભુષણની ગણતરી નથી, ત્યાં સો દાસી કરે રક્ષાય. અપછરાને સવળી સુંદરી. સહુ ઉદ્દેકાર ઉદ્યાત; આભુષણ વસ્ત્ર શોભી રહ્યાં, જાણે વીજળી કેરિ જયોત. રંગ રાગ બેઠાં કરે; બંકાવળીની પાસ; હાસવીનોદ ને ચાતુરી, સહુ મનમાં હુલાસ. લગન દિવસ આવ્યો તહીં, મુજફરશા લાવ્યા જાન; ઉતારો આપ્યો સહી, દીધાં ઝાઝાં માન. રૂબચ્ચા હોંસ નાર બે, અવર બિજી બહુ નાર; પુરૂષ પ્રતાપી પ્રાક્રમી, ગાંધર્વના કુમાર. જાનની પાસે સહુ, ઉતરયા વરરાય; તારા મધે જેમ ચંદ્રમા, તેમ શોભે કુંવરની કાય. એવું રૂપ શોભી રહ્યું, જોનામાં હરખ્યાં સહુનાં મન;આંખ ટાઢી સહુની થઇ,નગરવાસી સહુ જન.

ચોપાઇ.– આવી બેઠાં સહુ અન્યો અન્ય ત્યાંહે, આણંદ સહુને અંગ ન માય; સહુ સજ્જન મહોદર મ

લી જોડ, પોહોચ્યા સહુના મનના કોડ. ખાન પાન કર-
યાં તહી, લગન તણી વેળા તો થઈ; બંકાવળીને સણ
ગારી તહીં, તેની ઉપમા નવ જાય કહી. વાળે મોતીની
લેહેર, પેહેરીને બેઠી છે ઘેર; નેત્ર અણીઆળી અંજ-
ન સાર, કંઠે આભુષણનો કહો પાર કાને ઝાલની ઝાળ
કે જોત, જાણે બાનુ થાય ઉદ્યોત; લેલાટ ચાંદલો લટકે
સાર, જાણે વીજળીનો ચમકાર. દંત મધે સોભે રેખાય
જાણે તારા શોભે મુખ માંહે; અધુર મધે શોભે પરવા-
લ, નારંગી સરીખા શોભે ગાલ. કુચ ઉપર કંચુકી તં
ગ, તે મધે જડાવ છે નંગ; તે ઉપર છુટી છે વેણ, જા-
ણે મણીધર કેરી ફેણ. વસ્ત્ર કસુંબીની શોભા દીસે અ
નંત, વેલીયાં ચીંટી કંકણ સાર સરવ આભુશણ રતન
જડાવ, કટીમેખલા શોભે કટી લંક, તેનો વાળીઓ
આડો અંક. જંઘા જાણે કદલીનો છોડ, તે મધે ક્ષણુ
નહી ખોડ; પગની પાની કુમકુમ વરણ, ઠમ ઠમ કરતી
ધરે છે ચરણ. કણ્ઠાં કાંબી લગરને હાર, તેનો નાદ થાય
ચમકાર; મદ ભરી હાથણી હોય જેમ, ચાલ તેની શો-
ભે છે તેમ. સજ્યાં વસ્ત્ર સોળે શણગાર, મુખ જપે છે
રાજકુમાર સ્વામી સ્વામી જપે છે મુખ, કયારે પામો-
શું તેનુ સુખ; રાજકુવરને હરખ ન માય, તેની શોભા
શી વરણવું આંહ. મુખ સોભે જાણે કમલ સમાન, રૂપે
જાણે ઊગ્યો ભાણ; નેત્ર જાણે મોહનીનો ફંદ, ભ્રગુટી
જાણે પુનમનો ચંદ્ર કપાલ શોભે શીપ આકાર, નાશી-
કા જાણે છેલની ધાર; એવું રૂપ કર્યુ છે વશી, જાણ
આભમાં સુરજ શશી. કાને કુંડળ શોભે છે લાલ, મુગ
ટ માંહે શોભે છે લાલ; શોભા રહી છે વાંકી પાઘ, શી
રપેચ જડીત્ર બાંધ્યો તે જાગ્ય કરતી મોતીની ત્યાં ઝુ
લ, શોભી રહ્યાં તે માંહે ફુલ; હીરાદંત શોભે છે વિલા
સ, વાણી સુણતામાં આવે વહાલ. કંઠે છે મોતીની મા
લ, શુભ તીલક કર્યુ છે લાલ; જરીનો વાઘો શોભે ઉ

દયોત જાણે કેશરી, જોતાં આંખ સહુકોની ઠરી; ઈંદ્ર સભાનો રાય, તેથી શોભે માનવનો કાય.

દોહરો—.લગ્ન સમો થયો તહીં, વરઘોડો થયો તઈયાર; સ્વાર પાળા શોભી રહ્યા, તેની શોભા અપરમપાર. દીવ્ય વસ્ત્ર શોભી રહ્યાં, ઘોડે થયા અસ્વાર; બીજાં વાહન શોભી રહ્યાં, કેટલો કહું વીસ્તાર. હસ્તી ઘણા કલોલમાં, રતન જડીત્ર છે સહુ સાજ; પગમાં તોડા સોના તણા, શોભી રહ્યા ગજરાય. ધજા નેજા ઝબકી રહ્યા, થાય છત્રીશે નાદ; ઢોલ ઢમકી વાગી રહ્યાં, કાને ન પડે સાદ. રૂશનાઇની શોભા કેહેવાતી નથી, અપરમપાર અપાર; મેતાબ છુટે ત્યાંથી બહું. ઉદ્યોતકાર તે ઠાર. અપસરા નજર ત્યાં રહીને કરે, તેના શોભા કહી નવ જાય; ; મુજફરશાહ જાણે સહી, તે રહુખ અંગ ન માર. જાદકણી પાળા થઈ, રૂબચ્યા હોસનહાર; અવર અપછરા અની ઘણી તેની શોભા અપરમપાર. નગરવાસી સ્વરગપુરી તણા, જુવે સઘળા લોક; મુખ જુવે વરરાયનું. [illegible] જાય છે શોક. છજાં ઝરૂખાં અટારીએ, કોઇ જાળીમાં કોઇ બહાર; જોવા કારણ સહુ નીસરયા, નાના મેટા નરનાર. ઇંદ્ર તણી સહુ અપછરા, તે શોભા કહી ન જાય; તે જોઈ મુખ રાયનું મન મગન થઇ છે કાય. કામદેવથી અધીક છે ઇંદ્ર રાજા કોણ માત્ર; દીવ્ય [illegible] ઝળકી રહ્યાં. ઘણી શોભા છે માત્ર ઘેર ઘેર ને [illegible] વર વખાણે છે રૂપ; ધન ધન એ માનવી, મરત લોકનો ભુપ. ધન ભાગ્ય બંકાવળી તણું એ નરનો ઝ[illegible] શે હાથ; [illegible]નમ સફળ એનો થશે, એમ કરે [illegible] હુ [illegible] ફરત્યા વરઘોડા સેહેરમાં. પછે ગયા મંડપ દુ ર; [illegible] જઈ ઉભા રહ્યા, વરત્યો જેજેકાર રાણીએ લાઘે [illegible]ખાને, બેસાડયો માહેરા માંય; અંતરપટ વચમાં [illegible] ત્યા પધરાવી ત્યાંય, વેદની ધુન બ્રાહ્મણ કરે જોતી[illegible] સારયાં લગન; હસ્તમેલાપ ત્યાં કર

યા, આણંદ થયા સહુ રંગન કુળ રીતે તો ત્યાં કરી પોહોત્યા મનના કોડ; નરનારી પરણીને ઉઠીયા, બેઉએ જુગતે જોડ.

ચોપાઇ.—કુળ આચારની રીતો કરી, રાજકુવરમે કન્યા વરી; પોતી મનની કેરી આશ. થયા પ્રસન આણી હુલાસ, કરયા મંગળ ખાધો કંસાર, જેજેકાર વરતો તે ઠાંર; કન્યાદાન આપીયુ તે રાય, આણંદ તેને અંગ ન માય. આપ્યાં મણી મુગતાને માલ, વાહન અશ્વ અને સુખપાલ; દીઠગ વસ્ત્ર આભુશણ સહી, તેની શોભા નવ જાએ કહી.આપીયા મોટા મેહેલ અવાસ,સેવા કારણ આપી દાસ; અષ્ટમાસીથી નવનીધીસહી, કશી વાતની ઊનમત નવ રહી,ગાજતે વાજતે કરયા વીદાય સજ્જન સરવે મળવાને જાય. મેહેલમાં ઊતારયા નરને નાર, રાજકુવરને કરયો જુહાર; મળી ભેડી સહુ ગયા મુકામ, પોતી મનડા કેરી હામ.બંકાવળી બેઠી સ્વામીની પાસ, કંઠ માંહે ઘાલીને હાથ; પ્રેમેપ્રેમ ગયો છે ત્યાં મળી, પોતી બેઊના મનના રળી. હાશવીનોદ કરે વીહાર, નર ચુંબન દે છે ગાલ; ઊમંગ ઉપનીયો બેઊને ત્યાંય, કામાતુર થઇ બેઊની કાય. સુખ સજ્યા. ઊપર સુતાં જઇ. અમુલ મોતી વીંધાયુ તહીં; વીનતાને અભીલાખ પોત્યો,કઠે વળગો સુતી પાસ. ચાર પોહોર રજનીરંગ રમી.વરેહની વેદના સઘળી સમી.પ્રાતસકાળ થયો પછે ત્યાં, વીનતા પાસેથી ઉઠયો રાય; દંત ધાવન સ્નાન કરી, શરીરતણી તેને સુધ નથી, નગન રૂપ સુતી સરવથી. છુટી વેણ વીખરાયા વાળ, દતના ઘાયો દીસે ગાલ; અધુર રંગ પરવાળા સહી, તે પરીક્ષા દીઠો તહીં. કુચ ઉપર નખ વાગ્યા અપાર, ગતી ભંગ દીઠી તે નાર; રૂવેબચ્યા મન હરખી રહી, ઇછા એની પુરંગુ થઇ. બંકાવળી કહી દીધો સાદ, ઊઠો બેહેન આણી ઉલાસ; નીરભે થઇને સુતા નાર, કામ [illegible] નાં

સાર એવાં વચન સુણ્યાં તે હાર, જડપ કરીને ઊઠી નાર વસ્ત્ર સજીને ઉભી થઇ, રૂબચ્યાની પાશે ગઈ; બેઠી બે હેનુ તે બંને પાસ, અન્યો અન્ય કરે છે હાશ.।

દોહરો.—રૂબચ્યા મુખ ઓચરી, તાહિ પોચી મનની આશ; સુખ સાગર તે ભોગન્યું, સુતી સ્વામીની પાસ. બેહેન તુજ પ્રતાપથી. પોચ્યા મનના કોડ; લાહાવો લાખેણો લીધો સહી, સુખ ભોગવ્યું જુગતે જોડ હાસ વચન તુજને તારે બંકાવળી મુખ ઓચરી, કોઇ આશુક માશુકની થાય; સુઘડ નરની સંગે રમેતો, સંદેહ મનનો જાય. અસતરીને સુખ સ્વામિ તણું, ઝાઝું નથિ એમાં સાર; એ વાતનો સંદેહ ભાગશે, જયારે તું પરણશે નાર. એવાં વિનોદ કીધા મળિ. પછી માગી વીદાય; માતપીતા પુત્રી ત્યાં થકી, જંજીરા ગઢ જાય. રાજા રાણીને મળ્યા, રાજકુંવરને કરયો જુહાર; જડીત મહેલને માળીયાં, ઊમરાવનનો વાસ. વઇભવ ભોગવ્યો ભલી ભાતનો, નર નારી બેઊ પાસ. કનક સીંહાસન બેઠા સહી, શીરપર ચમર ઢોલાય; છતરીશે વાજાં વાજીયાં, બીજો ઇંદર સભાનો ભુપ. રંગ મંડપ અતી રળીઆમાંણો, તેની સોભા શી કહુ મુખ; ત્યાં અપછરા નરત કરે સહુ. લેશ માતર નહીં દુખ. ગાન સહુ કરે તારૂણી, ઊમેદ આણીને અંગ; બંકાવળી બેસે સહિ, સ્વામી કેરે સંગ. દેવાંગના સહુ દેવ તણી, તે માનવને દેશે માન; બંકાવળીની દાસી છે, માટે કરે ગાન. સહસ્ત્ર અપછરા સહિ, એક એકથી રૂપ અપાર; તે સરવથી સરદાર છે બંકાવલી ગુણ ભંડાર. માટે સહુ આધીન છે, સરવે રહિ છે હજુર; સુખ ભોગવે છે નર તણુ, દીન દીન પામે નુર.

ચોપાઇ.—ઘણા દિવસ એમ ભોગવ્યું સુખ, રાજકુંવર પછે બોલ્યો મુખ; બંકાવલી પ્રત્યે બોલ્યો વાણ, સાંભળ વીનતા ચતુરસુજાણ. માતપીતા સહોદર

જન, તેને મળવા મારૂ મન; લાખા મનમાં ધરતી હશે દુખ, તજી બેઠી હશે સરવે સુખ. મારે વીજોગ તજશે પ્રાણ, તેનિ હત્યા મુંજ શીર જાણ; ત્યાં પણ બાગબગીચા મહેલ. જઈને કરશુ સહેલ જો તારા મનને ગમે નાર, તો મળીએ કુટુંબ પરીવાર; એવાં સ્વામીનાં સુણી વચન, પરસન થયું વીનતાનું મન. તમને ગમતુ હોય ભરથાર, તો વાણે જઇયે ને ઠાર; માત પીતાની જઇ માગુ રજાય, કાલે કુચ કરીશું રાય. એમ કહિને સંતોખ્યો કંથ, માગી શાખ લાધો પછી પંથ; જ્યાં છે પોતા કેરિ માત, તેનિ આગળ કહી માંડિ વાત. દુખ ધરે છે મારો સામ, તેને માતપીતા મળવાનું કામ; હું પણ સ્વામીની સાથે વળુ, સગાં સહોદરને જઇને મળુ. માટે માતાજી રજા દીજીએ, વહાણુ વાતે સિત્ર કીજીએ; એવાં પુત્રીનાં સુણી વચન, હરખ્યુ તે નારીનુ મન. તેણે સ્વામીને વીનવ્યો જઈ, હકીકત પુત્રીની કહિ; જમાઇ માગે છે રજાય, આપો તો પોતાને દેશ જાય. માટે વિદાય કરો નરને નાર, મળે જઇ કુટુંબ પરીવાર; તારે રાજા થયો રળીઆત, રાણી પ્રત્યે બોલ્યો વાત. કાલે સવારે કરશુ કામ, પહોચાડીશું પુત્રીનિ હામ; બંકાવળીને કહ્યું તે ઠાર, કાલે વિદાય કરશુ નાર. તારા બાપે કહ્યું છે મુખ, પુત્રી કેરાં ટાળશુ દુખ; આપીશુ ગજરથને તોખાર. વદાય કરશુ રાજકુમાર. વણો હરખ તે મનમાં ધરિ, સ્વામી પાસે પરવરિ; સઘળી વાત વિસ્તારિ કહિ, સુખ સેજ્યા ઉપર સુતિ તહિ. પરમેશ્વરનું ધરયુ ધ્યાન. અમરત મેવા કિધા અહાર, હવે તેડાવો રાજકુમાર.

દોહરો.—પીરૂશા મન રિજીઓ, તેડાવ્યો રાજકુમાર; પાસે લેઇ બેસાડીયો, સભા મધે સાર. સરપા । । સોનો અપિયો, આભુશણ અમુલઃ વસ્ત્ર આપ્યાં ભલી ભાતનાં, શેભા શી કહુ અતૂલ. માણેક લાલ લીલમ

સહિ. મુગટા મ ી માળા મોટ; ભરી પેટીઓ તિહાં સ-
હિ, તેને શા નિ મોટ. અશ્વ આપ્યા એકસો તહાં, પાંખ
ળા તેનિ જાત; ગગન મારગે પરવરે, અરૂમખી પટોળી
ભાત. હસ્તી એક ઐરાવતી, અંગે શોભે શુભ સાજ;
પલાણે ફ ાં મોતા ની. મધે જડાત પરનાળ. વાહન
બીજાં અના ત્યાં તેની શોભાનો નહી પાર; કવિ કહે
શુ વરણવું, એ રચના એ ઠાર. એકસો દાસી આપી
સહી, એક એકથી અદકુ રૂપ; સો રાક્ષસ આપ્યા સાથ
માં, તે સાથે બોલ્યા ભુપ. સીરકસ્તાન મુકીને આવજો.
પાછા આપણે મુકામ; ફુલની પ્રમાણે મુકજો, એમ બો
લે ઠામ. બંકાવલીને સાસરવાસો કરયો. અપરમપાર અ
પાર; આભુષણ ભાત ભાતનાં, વીદાય કરયો તે ઠાર.
નર નારીને વીદાય કરયા, સજનને મળવા જાય; મળી
ભેટી પાછા ફરયા, આણંદ અંગ ન માય. રાજા રાણી
પાછા ફરયા, મળી ભેટી તે દિશ; રાજકુંવરે ત્યાંથી કુ-
ચ કરયાં, સસરાને નામી શીશ. વાજતે ગાજતે પરવર
યા કુચ મુકામે જાય; રાક્ષસ સાથે ઝડપમાં, આણંદ અ
ગના માય. થોડા દીવસમાં આવિયા, સિરકસ્તાન મુ-
કામ; પોતીકા બાગમાં ઊતર્યા, પોહોતિ મનનિ હામ.
ખબર થઈ રાણીને તહીં, લાખા મેમુદા નાર; દુખ ગયું
દીલડા તણું, તેણે સજ્યા સોળ શણગાર. આવીને ચ
રણે નમી, આલીંગન દીધુ તે ઠાર; સુખના સાગર ઉલ
ટયા, મળીયો રાજકુમાર. બંકાવળી ભેટી જઇ, તે પ
ણ રાખી પાસ; ત્રીજી નાર હું તમ તણી, એમ કહીને
જોડયાં હાથ. એમ મળી ભેટી સહી, ત્રણે નાર તે ઠાર;
ઇંદ્ર તણી શોભા સહિ, સાધ કરે ત્રણ નાર.

ચોપાઈ—પછે રાજકુંવરે વીચારયુ તહીં, પીતાને કા
ગળ લખવો અહીં; ત્રણ નારી હું પરણો આ, ને પીતા
તણો પ્રતાપ. એવું મનમાં ધારયુ તે વાર, ત્રણે રાણીને
પુછવા સમાચાર; પીતા માતાને કહાવ્યું સહી, બંકાવ-

ળીને મળવા આવો અહીં. તારે રાણી કહે સાંભળો રા
જન,તમને ગમે તે કરો આ દીન; સાસુ સસરાને મળી
શુ આજ,તો તે સરશે મનમાં કાજ. એવી વાણી સાભ-
ળી તે તણી, કાગળ લખવાબેઠો સહી;પોતે મન આણી
હુલાશ, લખ્યો કાગળ ચિત રાખિ પાસ સ્વસ્ત શ્રી સી
રકસ્તાન ગામ, રામજી જલદસંગ નામ; ,લખીતંગ તા
જલમુખ ગુલામ, કરજોડિને દંડ પ્રણામ. કાગળમાં લ-
ખિ છે વિનતિ, લખ્યા પ્રમાણે કરજો પ્રર્થિવિપતિ; તમ
પ્રતાપ પામ્યો બહુ, રાક્ષસિ માયા જીત્યો સહુ. ગાંધ્રરવી
લોકને વશ કર્યા, તે સરવે તમારી દયા; અપછરાનારી
પરણી લાવ્યા, તે સાથે બાગમા આવ્યા. તે માટે લખી
મેં વિનતિ, મળવા આવજો પ્રથવીપતી; તમો મળશો
તારે થાશે સુખ, શત માનજો કહુંછું મુખ. માટે કાગળ
લખિ મોકલ્યો સહિ. કાશદ સાથે મોકલ્યો તહી; એનો
પ્રતીઉત્તર કાવજો, મળવા વેહેલા આવજો.

દોહરો—લખિ કાગળને આપિયો, કાસદને તેણી
વાર; સિરકસ્તાનમાં પરવરો, મારા પિતા તણો જ્યાં
દુવાર. કાગળ જઇને આપજો, સભા તણો જ્યાં સાથ;
બીજા હાથે જાએ નહી, આપજો હાથો હાથ એવું કહી-
ને મોકલ્યો, સિરકસ્તાન તેણીવાર; જઇ કરીને પોહો-
ચીઓ, ચાર ઘડી મોઝાર. સભા ભરી બેઠા સહુ, કચેરી
માં તેણી વાર;ત્યાં કાસદે જઇ કરી,નમીને કરયો જુહાર
માહારાજ કાગળ લાવીઓ,એમ કહીને આપ્યો હાથ;રા-
જાએ કાગળ જોઇ કરી,ચાંપ્યો રૂદીઆ સાથ.ઉકેલીને વાં-
ચીયો,ખુશી થયો મનમાંહે;ધન ધન દાહાડો આંજનો,ઉ
ગ્યા શોભાથી ત્યાંહે. વજીર તેડી વાણિ કહી કાગળ આ
વ્યોઆજ;ગાંધર્વ લોકને વશ કરી,કન્યા લાવ્યાં વીખ્યા
ત. માટે ત્યાં જાવું સહી, લાવ્યો પદમણી નાર; અપ-
સરા સહીત તે આવીયો, ચાલો મળવા તેડે રાજકુમાર.
જનાનો તઇઆર કરયો, જઇને કહ્યા સમાચાર; પછે કા

સદને આપી આગના, તે ગયો બાગ મોઝાર. હકીકત સહુ માંડી કહી, મળવા આવે રાજા આ ઠાર; પછે રાકુંવરે વસ્ત્ર ધાર્યા, નારીએ સજ્યા શણગાર. સજ થઇ બેઠાં સહુ, જુવે વાટ નોરધાર; ત્યાં જનાનો તઇઆર થયો, સજ થયો ત્યાં રાય. ત્યારે ચાર પુત્ર કહે અમે આવીએ, મળવા ભાભીને ત્યાંય. રાજા કહે ચાલો સહી, અક્કલહીણ સાર; જુવો આ દેવકન્યા લાવીયો તમે રમ્યા ગુણકાને દ્વાર. અસ્વાર થઇને આવજો, મુજ પછવાડે રાજકુંમાર; જુવો ચતુરાઇ કુવરના, પછે કરજો મન સાર.

ચોપાઇ.—આવ્યા માબાપ મળવાને કાજ, મળી ભેટીને બેઠા આજ; પોતાને વિતિતિ તહીં, માબાપ આગળ માંડિ કહિ. બંકાવળિ આવિને ચરણે નમી, સાસુ સસરાના મનમાં ગમિ; ઘણુ ખુશિ થયા તેણી વાર, મુસ્તક હાથ મુકયો તે વાર. સભા સહુ ત્યાં અચરત થઇ, ખુશાલી સહુને વાધી તહીં; ખાન પાન કરાવ્યાં મુખવાસ, મન મધે કરી હુલાસ. પછે પીતાએ માગી રજાય, સભા સહુને કહ્યું છે ત્યાંય; ચલો અસવારી કરો તઇયાર, બંકાવળીને આશીશ દીધી સાર. મળિ કરિને ઘેર જ ગયા, રાજકુંવર તે ઠામે રહ્યા; એમ કરતાં ગયા બહુ દન, તાર પછે શુ વીતાયુ મન. સરવે સાથે રંગે રમે, ભોજન મન ભાવતા જમે; પછે નારીને ગરભ રહ્યો, બંકાવળીને પુત્ર થયો. ઘણા દીવસ એમ કરતાં ગયા, રાજકુંવર ત્યાં મોટા થયા; વરસ સાતનો થયો જેટલે, રાજરીત સમજ્યા તેટલે. બંકાવળી ઘણુ હરખી મન, સ્વામી પ્રત્યે બોલી વચન; એનો જનમ લખાવો અહીં, રાજકુંવરે સાંભળ્યુ તહીં. જોશી તેડાવી કીધુ કામ, જોશી બોલ્યો તેણે ઠામ; નામ બાળવંત પાડોજી તમો, લેખ પ્રમાણે કહું છું અમો. એવું શાંભળી થયા રળીઆત, પાડ્યુ નામ મળી સહુ સાથ; વળી જોશી બો-

લ્યો તે ઠાર, રાજકુંવર પ્રત્યે નીરધાર. ઘણો ભાગ્યશાળી છે એહ, સત્ય કરીને માનજો તેહ; આવુ સાંભળ્યુ જેણીવાર. હરખ્યા ઘણુ તે રાજકુમાર. તીહાં ખુશી થયા જન સહુ, જોશીને ધન આપીયુ બહુ; જોશી પોતાને ઘેરજ ગયા, દ્રવ્ય લેઇને સુખીયા થયા. એમ કરતાં વીત્યા બહુ દન, રાજકુંવરે વિચારયુ મન; પુત્ર આપણો મોહોટો થયો, હેત ધરીને બોલજ કહ્યો. તારે પુત્ર બોલ્યો તે વાણ, સાંભળો તાતજી ચતુરસુજાણ. દાદાજીને મળવાના કોડ, ચરણે નમીને કહુ કરજોડ. માટે જવાદોની તમો, ખુશી થઇયે કહુંછું અમો; ત્યારે વીચારયુ પોતે મન, સાંભળ વચન બોલ્યા રાજન. પુત્રજી તમે કહ્યું નીરવાણ. ઈયાદ આવ્યું જલદપુર જાણ; તેને તેડવા મોકલ્યા છે દાસ, પુત્રનું મુખ જોવાને કાજ.

દોહરો.—રાજકુંવર એમ બોલીઆ, સાંભળ બળવંત તન; જાઓ મળીને આવજો, આજથી ચોથે દન. માણસ દાદાજીનું આવીયું, તમને તેડવા કાજ. તેની સાથે પરવરો, ઘોડે ચડીને આજ ત્યાંથી પુત્ર પરવરયો, ગયો શીરકસ્તાન મોઝાર; રાજસભામાં આવી કરી, ચરણે લાગીયો તેણી વાર. ત્યારે જલદસંગ ઘણુ રીઝીઓ. તેડયો પુત્રને પાસ. ખોળામાં બેશાડી કરી; ચુબન દીધું ગાલ, પુત્ર દેખીને ઘણું હરખીયો. ઉલટ અંગ ન માય, ચતુરાઇ દીઠી ચોગણી; ખુશી થયા મન માંહ, રાજાએ વીચ્યારયું મન વીખે. ભાગ્યશાળી છે એહ, હવે હુતો વરધ થયો; વીચાર કરી પછે તેહ; વજીર તેડયો પોતા તણો, વીચાર કરયો તે સાથ. વજીરને કહ્યું મુખથકી, એને પાટ બેસાડુ આજ; જોશી બેશી બોલાવી પુછીયું. શુભ મહુરત નીરધાર, તે બતાવો મુજને; નીસ્ચે કરી આ વાર, સભા ભરાઇ બેઠી સહી. ઉલટ સઉને મન. ગોળ ધાણા વેંચી કરી બોલ્યો મુખે વચન; સભા સહુ જન દેખતાં રાજાએ કરયુ છે એ

કામ; બળવંતને તેડી કરી, બેસાડયો તેણુ ઠામ. રા-
જ્યાસન બેસાડીઓ. વાગ્યાં ઢોલ નાશાન; જેજેકાર શ
ભામાં થયો, ખુશી થયા શઉ જન, રાજા રાણીએ સાં-
ભળ્યુ હરખ્યાં ઘણાં મન માંહ, પુત્રનો પુત્ર રાજ પામી
ઓ; આણંદ અંગ ન માય, રાજ ચલાવે આણંદથી,
રાજા રીજ્યો મન, ખબર થઇ કાકા ચારને; તે ઉદાશ
થાય યતન. અમછતાં રાજ એ કરે એ કોના ઘરનો ન્યા
ય, મુજ પીતાએ વીપરીત કરયુ એતો શું કેહેવાય,
તેવું વીચારી નીશરયા; ગયા પીતાની પાશ, ત્યાં જઇ
વનતી કરી. એ શુ કીધુ તાત, તારે પીતા કહે પુત્ર સુ-
ણો; તમ લાયક ન હોય રાજ, ઇકોતરસે એ થકી,
માટે શોપીયુ રાજનુ કામ; તમો રાજ ચલાવુ શીખ્યા ન
થી, તાં શું કરીએ કામ. ગુલામી ડાઘ દેવડાવીયા. ર-
મીયા જુગટું તે ઠામ; માટે મોટી એબ તમને સહી, સહુ
હસ્યા પુરના લોક તમો ખાઓ પીઓ ખુબી કરો, અ
લખત ભોગવો અપાર; હુકમ કરે બળવંતજી, તે પ્રમા
ણે રહો આવાર. એવુ કરીને મોકલ્યો પુત્ર જે પેલા ચા
ર; નીચુ જોઇયે તે ગયા, આવ્યા પોતાને દુવાર.

છપો.—ભુડું દેહમાં ભુખ પણ તેથી ભુડી, ભુડું દે
વનુ દામ, કામ કલક જે કુડી, ભુડુ અતી અનાદ, ભુડુ
અસ્ત્રી દુખ થાય; ભુડુ ભાર ઉપાડવું, ભુડુ કાસદુ ઘણુ
કરવું; ભુડાથી ભુડુ કહે રાજ ગયા તણુ.

દુહા.—તે ખબર ગઇ છે બાગમાં, હરખ્યો ઘણુ તે
રાય; રાણીએ જઇને કહ્યું, તમ પુતર પાંમીયો રાજ બં-
કાવળી ઘણુ રીઝીયાં બીજી રીંજી બે નાર; મુજ સઇ-
યરનો પુત્ર તે પામ્યો રાજ કારભાર. ઘણો હરખ તાંહાં
દઇ રહ્યો, વધામણા ઘેર ઘેર; હવે કાગળ આપીયો, રા
જ પામો તેની પેર પુત્ર રાજ પીતાનુ કરે, પોતે ચલાવે
ઘેર બાગ બગીચા જોઇ કરી હરખે છે બહુ પેર. ખાય
પીએને આનંદમાં, ઓછવ થાય ઘેર ઘેર; એ વાત ર-

હી એટલે, કહુ ચારે ભાઇની પેર.

ચોપાઇ.—ચાર જણા વીચારજ કરે, મનમાં ઘાટ પોતાનો ઘડે; ઘણી ચતુરાઇ કરે છે સહિ, પણ બળવંત સાથે ચાલે નહી. એમ થઇ ગયા બહુ દન, કાયલી થ-યા પોતે રાજન; આકુળ વાકુળ પોતાને મન, બોલ્ય બ ળવંત મુખ વચન. દાદાજી એક કહું વીનતી, તે સાં-ભળાવી-કાને કથી; હું બળવંત વાહાલો છુ ઘણુ, ન ચાલે ચારે કાકા તણુ ઘણું બળ મારૂ છે જાણ. ચાર કા કાનુ નવ ચાલે વાણ. ત્યારે રાજ કેમ ન સોંપીયુ એહ-ને, સત કરી માની લીધો મને. આપ અખત્યાર આપી એ, સંદેહ મનનો ભાજીએ. એવી મોહોર કરી આપી-એ સહી. બળવંત નીશચીત બેઠો તહીં. નવ ચાલ્યુ ચારનું તહી, મનમાં સમજીને રહા સહીં; હવે વાત એ ક નવી થઇ દાદાજી મરણ પામ્યા સહીં. ભળવંત રા-જ પોતાનુ કરે, કાકાને-મનમાં નવ ધરે; ખાય પીએ ને ખુશી કરે, બીજી વાત મનમાં ન ધરે. એ વાત અહીં-આંથી રહી, બંકાવળીએ સાંભળુ નહીં; તેણે બળવં-તને કહાવ્યુ સહી, તમો કાકાને છેહુ દેતા નહી તમો ડાહ્યાને શું કહીએ કથી. તમને શીખામણ દેતા નથી; તમોછો ચઉદ વીદ્યા ગુણ જાથ, તેમાં ઝાઝુ શુ કહીએ વાણ. વેદ પુરાણ કહીએ કથી, પીતા કાકામાં અંતર નથી; પીતાનુ રાજ તે પુત્રજ કરે, ધરમ આપણો તેથી ફરે. એવુ કાગળમાં લખ્યું છે સહી, કાસદને મોકલ્યો તહી; જઇ કાસદે કરયા પ્રણામ, કાગળ કરમાં આપો તે ઠામ. વાંચી હરખ્યુ અંગ કરણ, માત પીતાના પામુ ચ રણ; માત વચન માથ્યા નવ કરૂ, રઉરવ નરકે સંચરૂ

દોહરો—બળવંત બુધી આગળો, વાંચ્યો માતાનો પત્ર; કાકાને ચરણે નમ્યો, આપી મોહોરનો છત્ર. અ મૂલ પટા આપ્યો વળી, આપ્યો કરનો કટાર; આ રા-જયાસન આપુ વળી, દાધો બહુ મનુહાર માહારા મા-

ત પીતાએ તેડાવીયો. અમો જઇશુ અમારે ગામ, ખાઓ પાયો ખુબી કરો, રાચજો પીતાનુ નામ. ચારે ચીતમાં હરખીઆ, દીધી બહુ આશીશ; માત પીતાની ભગતી કરે, તેને સનમુખ શ્રી જુગદીશ પછે આગના માગી સંચરયા, ઉલટ અંગ ન માય; પ્રદ ક્ષણા કરી પરણમ્યો, માત પાતાને પાય. રૂપ દેખી રી જી ઘણુ, કરી એર શુભ કાજ; આપણે જઇએ બંકા પુરી, આપી પુત્રને રાજ; જોશી તેડયા જુગતશું, દીધાં ઝાઝાં માન; લગન લાખેણુ કહો તમો રાજ તપે જેમ ભાણ. ત્યારે જુગતે જોશી બોલીયા, ગુરૂ ધરૂ પયોગ છે સાર; રાજ બેસાડો રીઝમાં, તપશે તેજ અપાર. વચન સુણી હરખ્યાં ઘણું, કીધાં સગળાં કાજ; દાન પુન્ય કીધાં ઘણાં, બળવંતને સોંપીયુ રાજ. વીમાન બે શી બેઉ જણા, બંકાવળી મોજાર; માનવી રૂપ મટી ગયુ, પામ્યા દેવાંશી અવતાર. સુખ ભોગવે સ્વરગનું પામ્યા સુરપદ ધામ; પ્રાક્રમ કીધાં અતી ઘણુ, જુગમાં રહે એક નામ.

ચોપાઇ.—જેણે મુખે સમરયા શ્રી રામ, જુગમાં ર હે એક એનુ નામ; અન્નદાન કીધાં બહુ ઠામ, કરયુ જે ણે પરમારથનું કામ એ પામે વઇકુઠ ધામ, જુગને જશ વાધે પુર ગામ; જુગ જશ મનમાં જેહનો, કેહે કવી તેને જીવતો જાણવો.

દોહરો.—એવાં પ્રાક્રમ જે કરે, રાખો હઇડામાં ધીર નામ રહે નવ ખંડમાં, જેવા વીક્રમ વીર. એ કથા જે સાંભળે, કરે જે પુન્યને દાન; આ લોકમાં હુશ પામશે પરલોકે બહુ માન બુધી પ્રમાણે ચાતુરી, ધરીને મન ઉલાસ; જે ગાય શીખે ને સાંભળે, તેનો વઇકુંઠ વાસ શ્રોતા વકતા સાંભળે, પોહોચે મનના કોડ; કૃષ્ણ કહે બો લજો, જે જે શ્રી રણછોડ.

સમાપ્ત.

# જાહેર ખબર.

| નામ. | [illegible] |
|---|---|
| બત્રીસપુતળીની વારતા. | ૧-૦ |
| સુડાબહોતેરીની વારતા. | ૧-૦ |
| રામાયણ નાની. | ૧- |
| ગીરધરકૃતરામાયણ મોટી. | ૨-૦ |
| કાવ્યદોહન મોટું ત્રણ ભાગનું. | ૧-૦ |
| ભરથરી નાટક મોટું. | ૦-૮-૦ |
| રાણકદેવી નાટક મોટું. | ૦-૮-૦ |
| નવલરંગની વારતા. | ૦-૮-૦ |
| મદનપચીશીની વારતા. | ૦-૪-૦ |
| અકબર બીરબલના બારે ભાગ | ૦-૧૨-૦ |
| પંચોપાખ્યાન. | ૦-૬-૦ |
| નળાખ્યાન. | ૦-૪-૦ |
| છોટમકૃત કીરતન માળા. | ૦-૮-૦ |
| નંદબતરીશીની વારતા. | ૦-૨-૦ |
| મદનમોહનાની વારતા. | ૦-૮-૦ |
| સદેવંત સાવળીગા મોટી. | ૦-૮-૦ |
| કામકળાને કામરૂપ. | ૦-૬-૦ |
| અભેમન્યુ ચકરાવો | ૦-૪-૦ |
| શીલવંતી કમળા. | ૦-૮-૦ |
| કાષ્ટનાઘોડાની વારતા. | ૦-૨-૦ |
| પદમાવતીની વારતા. | ૦-૨-૦ |
| અંબોલારાણીની વારતા. | ૦-૨-૦ |
| ઓખાહરણ મોટું. | ૦-૪-૦ |
| એકાદશીમાહાત્મ્ય ગુજરાતી. | ૦-૪-૦ |

ઉપર લખેલાં પુસ્તકો વેલ્યુપેબલથી મોકલી આપવામાં આવશે ને ટપાલ ખર્ચ મંગાવનારને શીર જુદુ પડશે.

**મળવાનું ઠેકાણું.**

શા. મોહનલાલ જેચંદ બુકસેલર,

ઠે. રીચીરોડ—અમદાવાદ.